'ક્વીટ ઇન્ડિયા'નો ઠરાવ પસાર કરનાર કમિટિ પર રાતોરાત સરકારી છાપોમરાયો હતો. તેમાંથી બધા મોટા ભાગે છટકી ગયા. શ્રી. ચવ્હાણ પણ તેમાં જ હતાં. સરકારને ખાતરી હતી, કે તે કરાડ જ જશે. તરત જ સતારાથી કરાડ સુધી દરેક સ્ટેશને મોટા પ્રમાણમાં પોલીસ રાખવામાં આવી. શ્રી. ચવ્હાણે 'એમ થશે જ' એમ ધારી લીધેલું અને તે સીધા જ ભૂગર્ભમાં ચાલ્યા ગયા. તેમને પકડવા માટે સરકાર તરફથી ઇનામો જાહેર થયાં.

આવી રાજદ્વારી વ્યકિતનું ચરિત્ર વાંચવા માટે સામાન્યતઃ કોઈ જ માનવી આનાકાની ન કરે. એમાં ઘણું ઘણું જાણવાનું હોય છે. જ્યારે રૂઝવેલ્ટ, માઓત્સેતુંગ, ક્રુશ્ચેવ, નેપોલીઅન વગેરેનાં જીવનચરિત્રો વાંચવા માટે આપણે ઉત્સુક હોઇએ છીએ, ત્યારે દેશની એક રાજદ્વારી વ્યકિતનું ચરિત્ર વાંચવાનું જતું તો ન જ કરી શકીએ.

આ પુસ્તક પ્રકટ કરતી વખતે મને ઘણા લોકોએ સલાહ આપેલી કે, શ્રી. ચવ્હાણનું 'જીવનચરિત્ર' ગુજરાતીમા પ્રકટ કરો છો તો ખરા, પણ તે બિલકુલ ખપશે નહી. ગુજરાતીઓ તે વાંચશે નહીં.

શંકા ઉઠાવનારની શંકા સામાન્યતઃ તો અસ્થાને ન ગણાય. પરંતુ એક રાજદ્વારી વ્યકિતનું કહો કે મિત્રનું કહો—પણ ચરિત્ર લખવાની મારી ફરજ અને જે લખવા માટે મેં તનતોડ મહેનત ઉઠાવી છે, તે છપાવ્યા સિવાય તો ન જ ચાલી શકે!

જાણવા મળ્યું છે કે, ગુજરાતના મુખ્ય પ્રધાન શ્રી. (ડૉ.) જીવરાજ મહેતાનું 'જીવનચરિત્ર' લખાઈને છપાઈ રહ્યું છે. ગુજરાત સરકાર એમાં રસ લેશે, એ વાત નિર્વિવાદ છે. થોડા સમય પહેલાં એ સરકાર અને આજની મહારાષ્ટ્રની સરકાર એક જ હતી. તે સમયે પણ શ્રી. ચવ્હાણ મુખ્ય પ્રધાન હતા. આજે બન્ને ભાઇઓ ગુજરાતી અને મરાઠી-પ્રેમભાવથી છૂટા પડયા છે. બે રાજ્યો અલગ બન્યાં છે. પરંતુ આજના ગુજરાતના પ્રધાનો પણ એક

# અનુક્રમ

જુગ જૂના ઇતિહાસો અને પુરાણો જોતાં જણાઈ આવે છે કે જગતની અનેક મહા વિભૂતિઓ ઝૂંપડીઓમાં પ્રગટ થઈ રાજપ્રાસાદો સુધી પહોંચી છે.

આપણા ચરિત્રનાયક શ્રી. યશવંતરાવના પિતા પણ ગામડામાં વસનારા ખેડૂત હતા.

છત્રપતિ શિવાજી મહારાજની કર્તવ્યભૂમિ લેખે ઇતિહાસમાં ખ્યાતનામ બનેલા સતારા જિલ્લામાં ખાનપુર તાલુકામાં વીટા (વીટે) નામનું ગામ છે.

સને ૧૯૧૨ની આસપાસના અરસામાં યશવંતરાવના પિતા બળવંતરાવ ચવ્હાણ ગામમાં રહેતા હતા. થોડીઘણી ઘરની ખેતી હતી; એટલે કે ચારપાંચ એકર એમની પોતાની માલિકીની અને બીજી કેટલીક ગણોતદારીની. સહકાર અને શ્રમ; એ બન્ને આવશ્યક તત્ત્વોનો સમાવેશ એમના આજીવિકાના આ ક્ષેત્રમાં ઉપસ્થિત થતો હતો.

કેટલાય સૈકાથી-વર્ષોથી ખેતીદારોની જે સ્થિતિ જોવામાં આવે છે, એ જ સ્થિતિ તે અનુભવતા હતા.

ખેતીના પ્રાણરૂપ બળદ એમની પાસે હતા. બાળકોએ દૂધ, દહીં, ઘી, વગેરે માટે અન્યત્ર દૃષ્ટિ દોડાવવી ન પડે એ હેતુથી બળવંતરાવે ગાય-ભેંસ રાખી હતી.

વર્ષોથી ગામડામાં ખેડૂતોનાં જીવન જ એવાં આર્થિક ભીંસમાં સંકળાતા રહ્યા છે કે તેઓએ તેમની આર્થિક તંગીને ઓછા વત્તા અંશે પહોંચી વળવા માટે વધારાની મહેનત કરવી પડે

મહારાષ્ટ્ર તેમજ ગુજરાતના ઘણાખરા ખેતીદારોનું જીવન તંગી વચ્ચે જ પસાર થતું હોય છે તેઓએ ખેતી ઉપરાંત બીજા ક્ષેત્રોમા મહેનત આપી મહેનતાણું મેળવવાની ફરજમા મૂકાવું પડે છે. આમ કરતાં ય ખેડૂતો આજ સુધી પગભર થઈ શક્યા ન હતા.

પરંતુ આ ખર્ચને પહોંચી વળવા માટે બળવંતરાવે પોતાના ઘરના દૂઝણાંનો થોડોક ભાગ કોઈ એકાદ ગ્રાહકને આપવાનું ઉચિત માન્યું.

એક સન-જજને ચોખ્ખા દૂધ-ઘીની જરૂર હતી. કોઈ પ્રમાણિક ખેડૂતને ત્યાંથી પોતાને ખપ પૂરતા દૂધ-ઘી મેળવવા તે ઉત્સુક હતા બળવંતરાવે પોતાના પરિવાર પૂરતા દૂધ-ઘી ઘરમાં રહેવા દઈ બાકીનાં સન-જજને આપવા માડ્યાં

આ રીતે બળવંતરાવનો પરિચય સન-જજ સાથે થયો

કેવળ ખેતી પર આજીવિકા જેટલું મળતું ન હતું મુશ્કેલીઓનો સામનો ક્યાં સુધી કરવો?

આના કરતાં તો કુટુંબનિર્વાહ જોગું મળી રહે એવી કોઈ આછીપાતળી નોકરી કરવી શું ખોટી? પણ નોકરીયે મળવી તો જોઈએ!

બળવંતરાવે પોતાની આ મુંઝવણ સન-જજને વિનંતિના રૂપમા કહી સંભળાવી.

આજના અને તે સમયના યુગમા આસમાન-જમીન જેવો ભેદ હતો. તે સમયે ભારત બ્રિટિશરોની ગુલામી સેવી રહ્યું હતું અંગ્રેજ સત્તાધારીઓની મધ્યાહ્ન તપતી હતી જોર-શોરથી અંગ્રેજી ભણતરનું કલેવર બની રહ્યું હતી એ વખતે જોઓ અંગ્રેજી ભણેલા

ન હતા તેઓ ભણેલા લેખાતા ન હતા આજે તો અગ્રેજી નહીં જાણનારાઓને આપણા ધણાખરા ભારતવાસીઓ માણસ માનવાને પણ કદાચ તૈયાર નહી હોય !

જૂનવાણી માન્યતા છે, કે સજોગ સજોગનુ કામ કર્યે જાય છે. સમ-જજને બળવતરાવ પ્રત્યે લાગણી ઉદ્ભવી અને તેમણે તેમને પોતાની અદાલતમાં બેલીફની નોકરી અપાવી

બળવતરાવે નવુચાર વરસ સુધી ઉત્સાહથી બેલીફ તરીકે કામ કર્યું. એમને ચાર બાળકો કુદરતનુ સ્નેહન ગીત સભળાવતા એમનુ' જીવન સતોષના શ્વાસ બેચતુ આગેકૂચ કર્યે જતુ હતુ હવે તો એમની બદલી વીગથી કરાડ થઈ હતી

શિલાહાર વશના રાજાઓથી કરાડ મહારાષ્ટ્રની તવારીખમા મશહુર રહ્યુ છે

બળવતરાવે કરાડની અદાલતમા બેલીફની જગા મેળવી તે સમયે તેમને જ્ઞાનોબા અને ગણપતરાવ એમ બે મોટા પુત્રો હતા અને રાધાબાઈ નામે પુત્રી હતી આ પ્રમાણે ખેલતા-કૂદતા ત્રણ મોટા બાળકો હતાં યશવતરાવ તો બધાથી નાના એમની વય માડ સવા-દોઢ વરસની હશે !

યશવતરાવનો જન્મ તેમના મોસાળમા-દેવરાષ્ટ્ર ગામે થયો હતો સને ૧૯૧૪ના માર્ચ મહિનાની ૧૨મી તારીખ, એ એમનો જન્મ જયતિદિન

બળવતરાવ પોતાના કુટુબ સાથે કરાડમા આવી વસ્યા નવા સ્નેહીઓનુ વર્તુળ ઉપસ્થિત થયુ પણ તેઓ સ્થિરતા પ્રાપ્ત કરે તે પહેલા કુદરતે આ સતોષી કુટુબના સુખ પર હુમલો કર્યો.

પ્રથમ મહાસગ્રામના છેલ્લા દિવસો હતા સગ્રામની આગ સળગી સળગીને બૂઝાવા માડી હતી સને ઓગણીસો સત્તરની સાલ

ચિત્રવિચિત્ર વાતાવરણો જોઈ વીતી ચૂકી હતી. જગતના દુઃખદ બનાવોને ઝીલતી સને ઓગણીસો અઢારની સાલ આરંભાઈ ચૂકી હશે!

દેશમાં જ્યાં ને ત્યાં પ્લેગનો ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો. આ ઉપદ્રવે કરાડને પણ બાકાત રાખ્યું નહીં. કરાડમાં પણ પ્લેગે અનેક કુટુંબોનો ભોગ લીધો.

નિર્દય પ્લેગે કરાડમાં હરીને હામ થતા આવેલા ચવ્હાણકુટુંબ પર તરાપ મારી અને કુટુંબના મુખી બળવંતરાવને ઝડપી લીધા.

કુદરતે પ્રવર્તાવેલા હાહાકારથી કરાડ ત્રાસી ગયું હતું. એમાં આ ઉલ્કાપાતે તો કાળો કેર કરી મૂક્યો. ઓળખીતાં-પાળખીતાં પણ ચવ્હાણકુટુંબ પર તૂટી પડેલા આ અણધાર્યા આફતના ડુંગરથી મુંઝાઈ ઊઠ્યા.

આ પ્રમાણે યશવંતરાવ પિતૃછાયા પ્રસારતું કલ્પવૃક્ષ માણે તે અગાઉ ભગવાન પ્રલયંકર ક્રૂર બન્યા.

બળવંતરાવનું અવસાન થયું તે સમયે એમના જ્યેષ્ઠ પુત્ર જ્ઞાનોબા ચૌદ વરસના, વચેટ ગણપતરાવ દસ વરસના અને નાના યશવંતરાવ પાંચ વરસના હતા! બળવંતરાવના અવસાનથી એમનું આખું કુટુંબ ઉઘાડું પડી ગયું.

પાંચસાત માણસોનો પાલનહાર અચાનક અલોપ થયા પછી તેના કુટુંબીઓની જે દયાજનક સ્થિતિ થતી હોય છે એવી જ સ્થિતિ ચવ્હાણકુટુંબે અનુભવવા માંડી. પણ બળવંતરાવ જે અદાલતમાં બેલીફ હતા તે અદાલતના સબ-જજ દયાળુ સજ્જન હતા.

કપરા સંજોગોમાં આવી પડેલા બળવંતરાવના પરિવારને જોઈ તેમનું હૈયું પીગળી ગયું.

• એમણે ચવ્હાણકુટુંબની પરિસ્થિતિનું ચિત્ર જિલ્લા ન્યાયાધીશ આગળ રજૂ કરવાનું ઉચિત માન્યું.

સંકટનો પહાડ તૂટી પડ્યા છતાં યશવંતરાવનાં માતાજી વિફામાર્ગે નિરાશ ન થતાં કર્તવ્ય કરવા પ્રેરાયાં.

મહા આપત્તિ કાળે જગજ્જનેતા સમી લેખાતી માતાઓનાં હૈયામાં આપોઆપ પ્રેરણા જન્મે છે, ધૈર્ય પ્રકટે છે અને કર્તવ્યનો દીપ ઝગમગે છે.

યશવંતરાવના માતાજી પોતાના નાના બાળકોને ધીરજ આપી મોટા પુત્ર જ્ઞાનોબાને નોકરી અપાવવાના હેતુથી સતારા તરફ ઊપડયાં.

એ સમયે અમુક માઈલથી દૂર પહોંચવું મુશ્કેલીભર્યું મનાતું. વાહન-વ્યવહાર આજ જેવો સરળ નહોતો. પણ યશવંતરાવના માતાજી મુશ્કેલીઓનો સામનો કરવા તત્પર થયાં હતાં એમણે સતારા જઈ જિલ્લા ન્યાયધીશ આગળ પોતાના કુટુંબ પર તૂટી પડેલા કષ્ટની કહાણી રજૂ કરવાની ઇચ્છા સેવી.

કરાડના સબ-જજે સતારાના જજને આ ચન્દ્રાણુકુટુંબની હકીકત સમજાવી

કરાડ-કોરેગાંવ રેલવેમા મુસાફરી કરતું આ કુટુંબ સતારા પહોંચ્યુ.

એ સમયે સતરામા અંગ્રેજ જજ હતા. એમની આગળ સબ-જજે આ કુટુંબને રજૂ કર્યું સર્વ હકીકત સમજી લીધા પછી અંગ્રેજ ન્યાયાધિશે તે કુટુંબને સાન્ત્વન આપ્યુ.

એકાદ અઠવાડિયા દરમિયાનમા જ્ઞાનોબાને એમના પિતાની જગા પર કરાડની અદાલતમા બેલીફની નોકરી મળી

કરાડ જેવા શહેરમા ઓછા પગારની નોકરીથી પાંચ૭ માણસોનુ ગુજરાન શી રીતે ચાલે? યશવંતરાવના પિતા તો વીટાથી અવાર-નવાર ધાન્ય લાવતા હતા. પણ આ ચૌદ વરસના છોકરાનું વીટામાં સાંભળે પણ કોણુ?

એ સમયે યશવંતરાવના મામાની સ્થિતિ સારી હતી

સતારા જિલ્લાના દક્ષિણ વિભાગમાં દેવરાષ્ટ્ર ગામે એ રહેતા હતા. એમણે યશવંતરાવને પોતાને ઘેર લઈ જઈ ત્યાંની પ્રાથમિક શાળામાં દાખલ કર્યા.

યશવંતરાવના મામા દાજી ઘાડગેએ કેટલાક સમય સુધી પોતાની બહેનભાણેજોની સંભાળ રાખી હતી. યશવંતરાવ દેવરાષ્ટ્ર ગામે જન્મ્યા હતા અને બાલ્યકાળ ત્યાં જ વીતાવ્યો હતો એટલે એ ગામ અને એ ઘર એમને પરાયાં લાગતાં ન હતાં.

મામા દાજી ઘાડગેની માયા નીચે યશવંતરાવે પ્રાથમિક શાળાનું શિક્ષણ લીધું મરાઠીના ચોથા ધોરણ સુધી તો તેઓ ત્યાં જ રહ્યા.

ચોથું ધોરણ પસાર કરી તે કરાડ આવ્યા

એમના બંધુની ઇચ્છા હતી કે એમને અંગ્રેજી ભણાવવા પણ મરાઠીનું સાતમું ધોરણ પસાર કર્યા વિના અંગ્રેજી શિક્ષણ લેવાય તેમ ન હતું અને ભણ્યા વિના સારી નોકરી મળી પણ કેમ શકે?

કુટુંબની ઉન્નતિની ઝંખના યશવંતરાવના હૃદયમાં ઝગમગતી હતી. એમણે એ ઝંખનામાં મરાઠીના સાતમા ધોરણ સુધી ઉત્સાહથી અભ્યાસ કર્યો અને એમાં એમને સફળતા પ્રાપ્ત થઈ

મરાઠીનું સાતમું ધોરણ પસાર કરનારાઓને નોકરી મળી રહે એવો તે યુગ હતો પણ યશવંતરાવનું દિલ તો કેળવણી પ્રાપ્ત કરવા પ્રત્યે જ આકર્ષાયું હતું

કરાડમાં તે ટિળક હાઈસ્કૂલમાં દાખલ થયા. પરતંત્ર હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવવાની વેદી પર જીવનજંગ ખેડી રહેલા દેશના મહા પ્રકાશ સમા લોકમાન્ય ટિળકનો જીવન-દીપક બૂઝાઈ ગયો હતો ને એ પછી એમની પાછળ મહાત્મા ગાંધીજીએ સ્વાતંત્ર્યની વેદી પર

પોતાના સુખ–સાધનો સમર્પણ કરવા માંડયાં હતા અને ઓગણીસો સત્તાવીસની એ સાલ ક્રાંતિની તવારીખનુ એક અજબ પ્રકરણ બની રહી હતી.

મહાત્મા ગાંધીજીએ આરંભેલા અહિંસક સત્યાગ્રહને કેટલાક હિંદી યુવાનો નકારતા હતા. નકારનારાઓ ઉત્રાડી છાતીએ ક્રાંતિલ હથિયારો માગી રહ્યા હતા આ પ્રમાણે દેશનો એક વર્ગ હિંસક ક્રાંતિ માટે ઉત્સુક હતો; જ્યારે મહાત્માજીએ તૈયાર કરવા માંડેલો બીજો વર્ગ 'જીવન સમર્પણ' ની નવી વેદી સરજી રહ્યો હતો.

દેશભરમા ચાલી રહેલા ક્રાંતિના જુદાજુદા વાતાવરણોની અસર યશવંતરાવના બાલમાનસ પર રવા માડી હતી.

મહાત્મા ફુલેનું પણ એક વિશાળ અનુયાયી મંડળ એ સમયે સ્વાતંત્ર્યની ઘોષણા કરતું હતું એ મંડળનુ નામ હતુ 'સત્યશોધક મંડળ'.

સત્યશોધક ચળવળ તરફ યશવંતરાવનું લક્ષ પ્રસર્યું હતું પણ એમને સામાજિક વિષમતા મુઝવતી હતી. આર્થિક ચકળામણ એમનો માર્ગ રુંધતી હતી એમના મનમા સંતાપની જ્વાળાઓ ભડભડતી હતી, પણ આખરે 'ઇશ્વરની મરજી !' માનીને તે આશ્વાસન મેળવી લેતા.

'ઇશ્વરની મરજી !' માનીને આશ્વાસન મેળવવુ એ પણ કેવું મધુરુ ધૈર્ય છે !

ઊજળવતરાના કૈલાસવાસ પછી ચન્દ્રાણુકુટુમ્બનો ભાર મઘવતનાવના વડિલ બધુ જ્ઞાનોબાના શિરે આવી પડ્યો હતો એ ભાર ઉપાડવાની સુવર્ણ તક એમને મળી રહે એ નિમિત્તે એમનાં માતજી જ્ઞાનોબાને નોકરી અપાવવામાં સહાયભુત થયાં હતાં માતાની મમતાને જગતના મહાન કવિઓએ પ્રત્યેક ભાષામાં વર્ણવી છે

માતા મમતાની મૂર્તિ છે, કરુણાની સરિતા છે

જ્ઞાનોબા માતાજીના આશીર્વાદથી ટૂંકા પગારની નોકરી કરી રહ્યા હતા પોતાના પગારની નાનકડી રકમ વડે જે કંઈ થકાય હતું, તે બધું જ પોતાના ભાઈઓ માટે તે કરી છૂટ્યા હતા

ચન્દ્રાણુકુટુમ્બ કરાડ જેવા શહેરમાં આવ્યું ત્યારે ત્યાં દોરદમામથી ઝળકતા વિસ્તારો અને સમુદાયો હતા

એ સમયે તો નાનકડા પગારના સરકારી નોકરો માન ઘણાખરા દબદબાથી રહેતા લોકગણથી તેમનાં માનને કંઈક વધારે ભાગ્યશાળી મનાવતા પણ ચન્દ્રાણુકુટુમ્બે તો કરાડમાં પણ ખેડૂતોની વસતીવાળો વિસ્તાર જ પસંદ કર્યો

ગામડામાંથી શહેરમાં આવેલાં ઘણાં સ્ત્રીપુરુષોના રહેણીકરણી ખાનપાન અને આચાર વિચારમાં ફેરફાર થવા માંડે છે પણ જ્ઞાનોબા, એમનાં પત્ની તથા માતાજીમાં કશું જ પરિવર્તન થયું ન હતું

આજે સમસ્ત દેશી ક્રાંતિનું ગૌજુ અનુભવ્યુ છે એમના મ્ડૂળે અનેક યુગ જોયા છે છતાં એમની આદી રઉંચ્ચીકરણી બદલાઈ નથી

મહત્ત્વની બીના તો એ છે કે જ્ઞાનોબાની મૌદુ બિક સંસ્કૃતિ કરાડમા વસાહત કરવા છતાં બદલાઈ નથી, જ્યારે યશવંતરાવ એમના મોસાળમાથી એટ્રુતછત્ર ાની વચ્ચે બચપણુ વ્યતિત કરીને કરાડમા આવતા છતા શહેરના સંસ્કારો અને વાતાવરણની એમના મન પર અસર થઈ

જ્ઞાનોબાના જીવનમાં નાના પ્રકારની નોકરી મહત્ત્વની કથા બની ગઈ એ કથાએ યશવંતરાવના ભવિષ્યમા વિશાળ કતવ્યક્ષેત્રો નિર્માણ કરી આપ્યા

યશવંતરાવ એમના મોસાળમા જ રહીને ભણ્યા હોત તો આજે તે આ જ યશવંતરાવ હોત કે એમનુ સ્થાન જુદુ જ હોત એ એક પ્રશ્ન છે

સામાજિક અને આર્થિક વિષમતાના આમેહમ ચિનો યશવંતરાવે એમની કિશોરાવસ્થામા જ અવલોકવા માડયા

'સમાનતા અને અસમાનતા વચ્ચે આટલી બીપણુ ભીત છે એ ભીત કેટલા પ્રમાણુમાં કોને હંકે છે?

આ વિચારો એમના મનમાં ઉદ્ભવતા હતા દેશની ગુલામી એમના હૃદયને ડખતી હતી

મનની વેદનાઓનુ નિવારણુ શિક્ષણુ પ્રાપ્તિ વિના શકય નથી જ, એમ માની એમણે કેળવણીના ક્ષેત્રમા આગેકૂચ કરવાનુ ઉચિત માન્ય

દેશમા થઈ રહેલા પરિવર્તનોની એમના મન પર છાપ પડતી હતી કરાડમા પ્રસરતી સામાજિક તેમજ રાજકિય પ્રવૃત્તિઓથી એમનુ મન રંગાયા વિના રહ્યુ ન હતુ

જ્ઞાનોબાથી નાના અને યશવંતરાવથી મોટા એટલે કે એમના વચેટ બંધુ ગણપતરાવ મૅટ્રિક સુધી ભણ્યા હતા.

શિક્ષિત અને અશિક્ષિત પ્રત્યે લોકોનું મન કેટનું હોય છે, એ વસ્તુનો એમને અભ્યાસ થઈ ગયો હતો. અપૂર્ણ શિક્ષણ પામેલાઓનો પણ એમને અભ્યાસ હતો. એથી એમણે પોતાના શિક્ષણવાંછુ બંધુ યશવંતરાવને એમની ઇચ્છા હોય ત્યાં સુધી ભણાવવાનો સંકલ્પ કર્યો.

ગણપતરાવને પહેલવાનીનો અજબ શોખ હતો. એમની યુવાવસ્થામાં એમણે એમના પ્રદેશમાં નામવંત પહેલવાનો સાથે કુસ્તી કરવાના સંજોગો પ્રાપ્ત કર્યા હતા.

યશવંતરાવના જીવન પર ગણપતરાવના જીવનની કેટલીક છાપ પડી હતી. ગણપતરાવ એમનાથી થોડાક મોટા હોવાથી એ બંને બંધુઓ વચ્ચે અપૂર્વ ભ્રાતૃભાવ ઉપરાંત મૈત્રી પણ બંધાઈ હતી.

એ એમને 'ગણપ્યા' કહેતા. એ રીતે મીઠા અને લાડકા નામે બોલાવવામાં એ આનંદ અનુભવતા. એ સંબોધન અત્યંત મધુરું લાગતું.

ગણપતરાવનો કુસ્તીનો નાદ યશવંતરાવને પણ સ્પર્શી ચૂક્યો હતો. એ પણ કુસ્તીના દાવપેચ અને બીજી કલામાં પ્રવીણ બન્યા હતા. આ નાદ શરીર-સંપત્તિને તેજસ્વી રાખે છે. સ્વાસ્થ્યની રક્ષા કરનારા આ શોખના ફળસ્વરૂપે આજે પણ યશવંતરાવનું શરીર સુદૃઢ રહ્યું છે.

યશવંતરાવે મોટા મોટા અખાડાઓ સાથે કુસ્તીજંગ ખેલ્યા ન હતા, પણ હાઈસ્કૂલોમાં યોજાતી કુસ્તીની સ્પર્ધાઓમાં ઘણીવાર તે વિજેતા નિવડયા હતા.

નાનપણમાં ગણપતરાવ જેવો જ પોષાક તે પહેરતા. ફેંટો, હાફકોટ અને ધોતિયું—એ એમનાં પસંદગીનાં વસ્ત્રો હતાં.

એ સમયમાં ગામડાંનાં લોકો મોટા ભાગે શિક્ષણથી દૂર જ રહેતા. આજે પણ ઘણાંખરાં ગામોમાં એ સ્થિતિ પ્રવર્તી રહી

છે. અલબત્ત, પંચવર્ષીય યોજનાએ પ્રવર્તાવેલી સાક્ષરતાની ઝુંબેશથી નિરક્ષરતાનો જ્યાં ને ત્યાં વિધ્વંશ થવા માંડ્યો છે, એ શંકા રહિત સત્ય છે.

એ સમયે મહારાષ્ટ્રનાં શહેરોમાં કોઈ પણ ઊંચી પાયરીની નોકરી પર બ્રાહ્મણો જ દેખાતા. અને તેઓ દેખાય એમાં આશ્ચર્ય પણ શું ? કારણ, ભણતા પ્રત્યે કાળજી પણ તેઓ જ રાખતા. પણ કેટલાક સંજોગોમાં તો અબ્રાહ્મણો ભણેલા હોય તો પણ તેમને નોકરી મળતી ન હતી. એ સમયે ગુજરાતમાં પણ ઊંચી પાયરીની નોકરી અમુક જ્ઞાતિની વ્યક્તિઓને જ મળતી હતી.

મહારાષ્ટ્રમાં અમુક વર્ગે 'મોનોપોલી' જમાવી હતી. એથી બીજી જ્ઞાતિઓને અન્યાય થતો હતો. મહાત્મા ફુલેએ એ અન્યાય દૂર કરવા સત્યશોધક ચળવળ શરૂ કરી હતી. એ ચળવળે મહારાષ્ટ્રની આમજનતાને જાગૃતિ આપી હતી.

સને ૧૯૧૧ની સાલમાં સત્યશોધક ચળવળે જનતામાં તરખાટ મચાવ્યો હતો.

ગણપતરાવ આ ચળવળના પ્રવર્તકો તેમજ અગ્રણીઓમાંના એક હતા.

આ ચળવળ પ્રત્યેની ગણપતરાવની ભક્તિએ યશવંતરાવના હૃદયમાં પ્રભાવ ઉપસ્થિત કર્યો.

કરાડમાં કળમે ગુરુજીની હાક વાગતી હતી. ગણપતરાવ એમના શિષ્ય કહેવાતા હતા. લોકો કળમે ગુરુજીના શિષ્ય તરીકે જ ગણપતરાવને ઓળખતા હતા.

સત્યશોધક ચળવળનું લક્ષ્ય સામાજિક ક્રાંતિ હતું.

સામાજિક ક્રાંતિના પ્રવાહ મહારાષ્ટ્રમા પ્રસરી વળ્યા હતા. કરાડમા એની ચીનગારીઓ ફૂંકાવા માડી હતી. એ અરસામા મહાત્મા

ગાંધીજીની હાક પણ શરૂ થઈ હતી એમની હાકમાં નીતરતો આઝાદીનો અવાજ બુલંદ બન્યો હતો આ રાષ્ટ્રીય ચેતના યશવંતરાવના હૈયામાં વસી ગઈ

ગણપતરાવની આર્થિક સ્થિતિ નબળી હોવાના કારણે જ તે કૉંગ્રેસમાં જઈ શક્યા ન હતા પણ સત્યશોધક ચળવળે એમને જૂની પુરાણી રીતરસમોને–કે જે જનતાના અમુક વર્ગોને ઉન્નત થવા દેતી જ ન હતી તેને–પડકારવાની મનોવાંછના આપી હતી

ખેડૂતની હાલત પ્રત્યે ધ્યાન અપાય, એ ઉદ્ગાર સત્યશોધક ચળવળમાં ગૂંજતો હતો ગણપતરાવમાં પોતે ખેડૂત હોવાનું અભિમાન હતું

આ ચળવળના નિર્માતા મહાત્મા ફુલે ઇચ્છતા હતા કે કૉંગ્રેસના પ્રતિનિધિઓમાં પણ ખેડૂતને સ્થાન મળવું જોઈએ એ એમની ઘોષણા હતી

આજે યશવંતરાવને એ ગર્વ છે કે મહારાષ્ટ્રના એક રંક કુટુંબમાં જન્મેલા ખેડૂતપુત્રને વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્યના મુખ્ય સચિવ સ્થાને જોઈ મહાત્મા ફુલે સંતોષ અનુભવત

સત્યશોધક ચળવળને તે સમયે કેટલાક લોકો જાતિવાદી મનાવતા હતા ને એની નિંદા પણ કરતા હતા એ નિંદા કરનારાઓને જવાબ આપનારાઓની દલીલ હતી કે લોકોનો વિશાળ સમૂહ ઉન્નત થાય એ ચળવળને જાતિવાદી માનવી કે લોકોનો મુઠ્ઠીભર નાનકડો સમૂહ વિશાળ લોકસમૂહને દબાવતો રહે એને ટકાવવાનો યત્ન કરનારી ચળવળને જાતિવાદી માનવી?

ગણપતરાવની માન્યતા હતી કે એ ચળવળમાં જાતિવાદનો અંશ પણ નથી

ગણપતરાવ રાષ્ટ્રના પછાત વર્ગોની ઉન્નતિ ચાહતા હતા. સત્યશોધક ચળવળનો હેતુ પણ એજ હતો.

પ્રાચીન કાળથી બ્રાહ્મણો વર્ચસ્વ ટકાવતા આવ્યા છે. એમનું વર્ચસ્વ એમની શિક્ષણપ્રાપ્તિને આભારી હશે. પણ એનો અર્થ એ તો ન હોવો જોઈએ કે બ્રાહ્મણ સિવાયની અન્ય કોઈ જાતિને શિક્ષણ લેવાનો હક્ક નથી.

દેશભરને અનાજ આપનારો ખેડૂત ગુંગળાતો જ રહે અને મરે ત્યાં સુધી ઊંચો આવે જ નહીં એવી ઇચ્છા રાખવી એ તો કેવળ પાપ જ છે. પરંતુ ખેડૂતો પ્રત્યે બેદરકારી બતાવવી એ પણ એક પ્રકારનો અન્યાય જ છે ને !

એ સમયે દેશભરમાં ઊંચી મનાતી જ્ઞાતિ સત્તા હાથ કરી લેતી. ખેડૂત અને બીજી મહેનતુ જ્ઞાતિઓને ઊંચે આવવા દેવા જેટલી ઉદારતા તેમનામાં ન હતી.

ખેડૂતોને ખેડાણ માટે જમીન મળતી ન હતી. ગણપતરાવે આ મહાન પ્રશ્ન સંબંધમાં પોતાના મિત્ર બાબુનાર કુગળ સાથે મંત્રણા કરી. મંત્રણાના અંતે નક્કી થયું કે મધ્ય ભારતમાં ઈન્દોર, ગ્વાલિયર અને બીજાં રાજ્યો પાસે પાર વિનાની પડતર જમીન પડી રહી છે. એ જમીન ઉપયોગમાં લેવાય તો જમીન વિનાના ઘણાય લોકો ઠેકાણે પડી જાય. દેશમાં અનાજનું ઉત્પાદન સમૃદ્ધ બને.

ગણપતરાવ એમના મિત્ર કુગળ સાથે મધ્ય ભારતમાં ગયા. એ સમય આજના જેવો ન હતો. આજે તો મધ્ય ભારત તો શું, પણ મધ્ય એશિઆ, મધ્ય યુરોપ કે મધ્ય અમેરિકા સુધી જવું એ તો સામાન્ય વાત થઈ પડી છે. કારણ કે આજે તો વિમાનોએ આકાશમાં રસ્તા સર્જ્યા છે. એ સમયે આવો વાહનવ્યવહાર ન હતો. પાંચસોછસો માઈલની મુસાફરીએ જવું, એ મહાન સાહસ

મનાતું. કયારેક પાગલપણું પણ માનવામાં આવતું. ગણપતરાવનો આ પ્રયાસ સ્વાર્થસાધન માટે નહીં, પણ ખેડૂતોના હિત માટે ખેડાવાનો હતો.

ગણપતરાવે તેમના મિત્રને સાથે લઈને એ સાહસ ખેડયું. તેઓ મધ્ય ભારતમા જઈ થોડાક મહિના ત્યાં વસ્યા. ત્યાંની ભૂમિ અને સાધનસામગ્રીનો સંપૂર્ણ અભ્યાસ કરી લીધો ને ત્યાં ખેતી કરાવાનો પ્રયાસ પણ આરંભ્યો.

ખાડાટેકરાવાળી અને કાંટાકચરાવાળી જમીન તેઓએ સ્વચ્છ કરી ફળદ્રુપ બનાવી. પરંતુ ગણપતરાવને ત્યાંની હવા કમનસીબે અનુકૂળ આવી નહીં એમ ની તબિયત અચાનક થોડા જ સમયમાં લથડી ગઈ.

ગણપતરાવના જીવનમાં ઘટી ગયેલી આ સાહસઘટનાની યશવંતરાવના હૃદય પર ઊંડી છાપ પડી.

કરાડમાં ટિળક હાઈસ્કૂલમાં યશવંતરાવ અભ્યાસ કરતા હતા એ સમયે વક્તવ્ય અને ક્રિકેટ એમના શોખના ક્ષેત્રો હતા કુટુંબની ગરીબીને કારણે ક્રિકેટરોની કોઈ પણ મંડળીના સભ્ય થવાની એક પણ તકને તે ઝડપી શક્યા ન હતા હજી પણ એ બાબતનો ડંખ તેમના હૃદયને આઘાત પહોંચાડી રહ્યો છે

એમના ભાઈના પુત્રોને પોતાના હાથે બૅટ તથા સ્ટંપ અપાવી એમણે પોતાના હૃદયના એ પુરાણા આઘાતને રુઝવવાનો યત્ન કર્યો છે

બાલવક્તા તરીકે વિદ્યાર્થીઓના સમૂહમાં તે ખ્યાતનામ હતા.

એ અરસામાં એટલે સને ૧૯૩૦ માં પૂના ખાતે એક વક્તવ્ય-હરીફાઈ યોજાઈ હતી તેમાં હાજરી આપવાની અને ભાગ લેવાની યશવંતરાવને દૃઢ ઇચ્છા હતી પણ પૂના જવાઆવવાનું ગાડીભાડું એમની પાસે ન હતું એ સમયની એમની સ્થિતિ એમની ધગશને ઘણીવાર રૂંધી નાખતી

ગાડીભાડું મળે તો પોતાની ઇચ્છા પૂર્ણ થઈ શકે પણ ઘરની ગરીબીનો એમને સંપૂર્ણ ખ્યાલ હોવાથી ભાઈઓને મુઝવવાનું તેમને ઉચિત લાગ્યું નહીં પરંતુ ઘણી વખતે મિત્રો ઉપયોગી થઈ પડે છે એ વાત એ સારી રીતે જાણતા હતા શિવાજી બટાણે

નામના તેમના એક મિત્ર હતા. તે મિત્રની માલિકીની મોટરસર્વિસ ચાલુ હતી. એમણે યશવંતરાવની મુંઝવણ પારખી લઈ ને તેમને પૂના મોકલવાની વ્યવસ્થા કરી આપી.

આ પ્રમાણે અણધારી મદદ મળવાથી વક્તાવ્યની હરીફાઈમાં ભાગ લેવાનો તેમને મોકો મળી ગયો. તે સમયે તેમના આનંદનો પાર રહ્યો ન હતો.

પૂનામાં યોજાયેલી એ સમયની એ સ્પર્ધામાં પ્રત્યેક વક્તાને બોલવવા માટે વિષય અને સમય આપવામાં આવતા.

યશવંતરાવને 'ગ્રામ સુધારણા' વિષય અપાયો. એ વિષય પર બોલવા માટે દસ મિનિટ આપવામાં આવી.

બાલવક્તા યશવંતરાવ પોતાને મળેલા વિષય પર છટાથી ભાષણ કરવા લાગ્યા. આગામી બાલવક્તાઓથી આ વક્તાનુ વક્તવ્ય પરિક્ષકોને આકર્ષક લાગ્યું. યશવંતરાવને તેમનું વક્તવ્ય આગળ લંબાવવા માટે બીજી દસ મિનિટ વધુ આપવામાં આવી.

હરીફાઈના પરિક્ષકો નિમાયા હતા નૃસિંહ ચિંતામણ કેળકર, મા. માટે અને ફગંદીકર !

એ ત્રણે વ્યક્તિઓ એ સમયની સાહિત્યાકાશની વિભૂતિઓ હતી, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

ત્રિપુટીએ વક્તાઓમાં સર્વોપરિ જાહેર કર્યા તે યશવંતરાવ ચવ્હાણ હોઈને રૂપિયાનું પારિતોષક એ જીતી ગયા. પરતું આશ્ચર્યની વાત એ બની કે ઇનામની રકમ તેમના ઉપયોગમાં આવે એ પૂર્વે જ દંડ તરીકે વસૂલ થઇ ગઈ.

વસ્તુ-સ્થિતિ એ હતી કે યશવંતરાવનું મન માત્ર વક્તૃત્વકલા પ્રત્યે જ આકર્ષાયેલું રહેતું એમ ન હતું. એમના મનમાં રાષ્ટ્રની ચળવળ પણ ઊંડા મૂળ ઘાલી બેઠી હતી.

રાષ્ટ્રની સ્વાધિનતાનો પવન તો એમના હૈયાને થનથનાવતો હતો. ૧૯૩૦મા રાષ્ટ્રીય ચળવળે જોમ પકડયું હતું. વિદ્યાર્થી યશવંતરાવ પણ દેશના મહાન સેનાપતિઓએ આરંભેલા એ સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટેના અહિંસક યુદ્ધથી દૂર રહી શકયા ન હતા.

એ સંગ્રામમાં પોતાનો યથોચિત ફાળો આપવા તે 'યાહોમ' આગેકૂચ કરી રહ્યા હતા. બ્રિટનની છાપવાની દેશી પોલીસે એમને પકડયા હતા અને અદાલતમાં ખડા કર્યા હતા. અદાલતે એમને જેલની સજા અને દંડ ફરમાવ્યાં હતા.

જેલ તો એમણે ભોગવી લીધી હતી, પણ દંડ ભરવાની કોશિશ સુદ્ધાં તેમણે કરી ન હતી.

એમને પુનાની વક્તાવ્ય સ્પર્ધાએ દોઢસો રૂપિયા ઇનામ આપવાની જાહેરાત કરી, કે તરત જ સત્તાધારીઓએ એમના નામ પર નક્કી થયેલી ઇનામની રકમ દંડ તરીકે વસુલ કરી.

ગરીબ સ્થિતિમા દોઢસો રૂપિયા જેવી રકમ એમને કેટલી ઉપયોગી થાત, એની તો કલ્પના જ કરવી રહી !

ભ્રાતૃપ્રેમી યશવંતરાવના દિલમાં સંતાપ થયો. એ સમયે આઝાદીની વેદિ પર જેલમા જનારો કોઈ જ સિપાહી દંડ ભેટે ખોટા પૈસા ભરતો ન હતો યશવંતરાવે પણ એ શિસ્તને જાળવી રાખી હતી. બ્રિટિશ માર્કો ધરાવતા દેશી અધિકારીઓ યશવંતરાવે પ્રાપ્ત કરેલી બક્ષિસની રકમ અદ્ધરો અદ્ધર ગુલ કરી નાંખશે, એવી કલ્પના પણ તેમને ન હતી.

સને ૧૯૩૦ની સાલમા યશવંતરાવે ટિળક હાઈસ્કૂલની સીમામા આવેલા એક ઝાડ પર ઝંડો ફરકાવ્યો. આઝાદ હિંદનો ત્રિરંગી ઝંડો ફરકાવી થોડાક અમારા જેવા મિત્રોને એકત્ર કર્યા અને ઝંડાવંદન કર્યું.

આ બાબતમાં શિક્ષણના અધિકારીએ યશવંતરાવને પ્રશ્ન કર્યો : 'કોની પરવાનગીથી ધ્વજવંદન કરવામાં આવે છે ?'

જવાબમાં યશવંતરાવ હિંમતથી બોલ્યા : 'મેં મારી પોતાની પરવાનગી મેળવી લીધી છે.'

આ સ્પષ્ટ, સરળ અને પ્રભાવશાળી ઉત્તર સાંભળીને શિક્ષણ-અધિકારી ડઘાઈ ગયા.

એ ઝંડાવંદન શ્રી દ્વિવેદી નામના એક દેશપ્રેમી શિક્ષકની સંમતિથી થયું હતું. શિક્ષકે આપેલી એ સંમતિની વાત છૂપી પણ ન હતી અને છૂપી રાખવાની કોઈ પણ સૂચના યશવંતરાવને તેમના તરફથી
૯ આપવામાં પણ આવી ન હતી. યશવંતરાવે સત્ય પ્રગટ કરતાં કહ્યું : 'દ્વિવેદી સાહેબે રજા આપી છે.'

શિક્ષણાધિકારીનું મગજ ગરમ થઈ ગયું. એમણે બ્રિટિશ હાઈસ્કૂલનું આ સત્વ ભૂંસી નાખવાના તેવા હતા. જો સમય અગાઉ પણ આ હાઈસ્કૂલમાં ઝંડાવંદનો અને ન પ્રગટ આનંદ કરનારી રીતે પ્રવૃત્તિઓ થવા માંડી, આ બીના અધિકારીઓના લક્ષ બહાર નહોતી ગઈ.

બ્રિટિશ હાઈસ્કૂલમાંથી રાષ્ટ્રીય ચળવળનું તત્ત્વ નષ્ટ કરવાની ક્રિયાઓ ચાલી રહી હતી.

તે સમયે ક્યારેક ક્યારેક અભ્યાસના અઘરા પ્રશ્નો ઉકેલવા માટે મારે શ્રી દ્વિવેદીને ત્યાં જવું પડતું હતું. તેમના મુખેથી તે સમયે એવા પ્રકારના ખાનગી સમાચારો પણ મળતા. દ્વિવેદી રાષ્ટ્રપ્રેમી હતા. શુદ્ધ ખાદીનાં વસ્ત્રો વાપરવાની એમની પ્રતિજ્ઞા હતી.

દ્વિવેદી અને એમના જેવા રાષ્ટ્રીય મનોવૃત્તિના શિક્ષકો પર આપત્તિ ન આવે એ હેતુથી યશવંતરાવે ઝંડાવંદનની બધી જ જવાબદારી પોતાના શિરે લઈ લીધી.

એ સમયે ઝંડાવંદન એ એક મહાન અપરાધ મનાતો. એ અપરાધ કરનારાઓને બ્રિટિશ છાપના હિંદી રાજકર્મચારીઓ દંડ ઉપરાંત જેલની ક્રૂર સજા ફરમાવતા.

મને યાદ છે ત્યાં સુધી યશવંતરાવને હાઈસ્કૂલમાં ઝંડાવંદન કરવાના અપરાધના બદલામાં જ્યારે અઢાર માસની સખ્ત મજુરી સાથેની સજા થઈ ત્યારે તેમણે તો તે હસતા મોંએ સ્વીકારી લીધી, પણ આખી શાળામાં–હાઈસ્કૂલમાં મોટો ઓહાપોહ થઇ ગયો હતો. તેમના પક્ષના અમારા જેવા વિદ્યાર્થીઓએ તેમનો થયેલી સજા બાદ અનેક પ્રકારની ચર્ચાઓ કરી હતી, અને તેમના તે અસલ કાર્યને તદ્દન બંધ થવા દીધું ન હતું.

વિદ્યાર્થી યશવંતરાવ યરોડા જેલમાં હતા તે સમયે આચાર્ય ભાગવત પણ એ જ કારાગારમાં કેદ હતા. આચાર્ય સાથે યશવંતરાવ જુદા જુદા વિષયો પર ચર્ચા કરતા અને તેમની પાસેથી માર્ગદર્શન મેળવતા.

દેશભક્તોનાં જીવનચરિત્રો અને ઇતિહાસના પુસ્તકો વાંચવાની તક તેમને પ્રાપ્ત થઈ. તત્વજ્ઞાનનો પરિચય થયો.

અનેક મહાન રાષ્ટ્રભક્તોનાં જીવનનો વિકાસ કારાવાસમાં થયો છે. કર્તવ્યની આકીયૂ ટીવાળી દુનિયાનો અભ્યાસ કારાવાસ આપતો રહ્યો છે. સંકલ્પ અને યત્નબળ કારાવાસમાં સર્જાયા છે. યશવંતરાવે પણ યરોડા જેલમાં આચાર્ય ભાગવત જેવી વિદ્વાન વ્યક્તિ પાસેથી માર્ગદર્શન મેળવ્યું.

જેલની સજા ભોગવી તેમણે પુનઃ તે જ હાઈસ્કૂલમાં અભ્યાસ શરૂ કર્યો.

ઊંચામાં ઊંચું લેખાતું લેખનનું વ્યસન હાઈસ્કૂલોએ અનેક વિદ્યાર્થીઓને પુરું પાડ્યું છે.

હું પણ કરાડની એ જ હાઈસ્કૂલનો તે જ સમયનો અને તેમના જ પક્ષનો વિદ્યાર્થી હતો. વરસો વીતવા છતાં હજી યશવંતરાવ ચવ્હાણનો મારા પ્રત્યેનો સ્નેહ મારી યાદદાસ્તીમાંથી ખસ્યો નથી.

કરાડની ટિળક હાઈસ્કૂલે મને લેખનનો નાદ લગાડ્યો હતો. તે સમયે મે 'ભજન સ્તોત્રાવલી' નામનું મારું પ્રથમ પુસ્તક કરાડમાં પ્રગટ કરેલું. હાઈસ્કૂલજીવનમાં યશવંતરાવ મરાઠી કવિ હતા અને હું ગુજરાતી કવિ હતો.

વારંવાર તે મને સલાહ-સૂચના આપતા કે મારે લેખન પાછળ ફકીરી લેવા સાથે કેળવણી પ્રત્યે સહેજ પણ બેદરકાર બનવું ન જોઈએ એમની એ જૂની સલાહ-સૂચના આજે પણ મારા મનોમંદિરમાં ગુંજી રહી છે. જો એમની સલાહને મે માન્ય જીવનમાં ઉતારી હોત તો આજે મારી જે પ્રગતિ રુંધાઈ જવા પામી છે, તે બન્યું ન હોત. બલ્કે હું આગેકૂચ કરવા ભાગ્યશાળી બન્યો હોત.

કરાડમાં મારા મામા વાલચંદ ગાંધીને ત્યાં રહીને હું શિક્ષણ પ્રાપ્ત કરતો હતો. પરંતુ મને તે સમયે શરૂઆતમાં ઘણી અગવડતા પડતી હતી. જ્યારે હું મરાઠી ભાષા પર સંપૂર્ણ કાબૂ મેળવી શક્યો, ત્યારે જ મારી શિક્ષણ પ્રાપ્ત કરવાની અગવડતા દૂર થવા પામી. વાલચંદ ગાંધીએ પણ તે સમયે સ્વરાજ્ય આંદોલનમાં ભાગ લીધેલો અને જેલ પણ ભોગવેલી. આજે પણ તેમનું માનસ તે જ પ્રકારનું છે.

હાઈસ્કૂલનું યશવંતરાવનું ઘણું ખરું તેજસ્વી જીવન તો મે મારી આંખે જોયેલું છે. કુસ્તી પણ એમના શોખની વસ્તુ હતી.

મોડર્ન રિવ્યૂ વાંચતા ઘણીવાર મે એમને જોયા છે. અમારી વચ્ચે ગાઢ મૈત્રી કરાવવાનું માન તો અમારા હૈયામાં જડાયેલી કવિતા, ગીત, કથા ઇત્યાદિ લખવાના અમારા નાદને અને દેશની સ્વાતંત્ર્ય ચળવળમાં પ્રત્યક્ષ ભાગ લેવાના અમારા ગર્વને આભારી છે.

ટિળક હાઈસ્કૂલના અમારા વર્ગના વિદ્યાર્થીઓની સામે એક વાર શાળેતર મુજબનો Moral નો પ્રશ્ન આવ્યો. એ સમયે બધી જ હાઈસ્કૂલોમાં શિક્ષણક્રમ પર સવાલ પૂછાતો જ હતો. 'What will you be ?' ('તમે શું બનશો!')

એ સવાલના જવાબમાં કોઈએ કહ્યું: 'હું સી આર. દાસ. જેવો બેરિસ્ટર બનીશ.' કોઈ બોલ્યું: 'હું દેશનો મહાન વેપારી બનીશ.'

આ પ્રમાણે જુદા જુદા વિદ્યાર્થીઓએ જુદા જુદા જવાબો આપ્યા હતા.

યશવંતરાવે પ્રત્યુત્તરમાં સહુને વિસ્મિત કરનારું વાક્ય ઉચ્ચાર્યું. પ્રથમ તબક્કે તો તે વાક્ય અર્થહિનસમું લાગ્યું. પણ તે વિષે વિચાર કરતાની સાથે જ તે ખૂબ મહત્ત્વનું પૂરવાર થયુ.

યશવંતરાવે પોતાની ઇચ્છા પ્રકટ કરતાં કહ્યું હતું: 'હું યશવંતરાવ ચવ્હાણ થઈશ.'

આ જવાબમાં એમના સ્વત્વની હાક હતી. એમની આકાંક્ષા પાછળના શ્રમની પરંપરા હતી. એ સમયે તો એ વાક્યનુ સત્ય હું પણ બરાબર સમજી શકયો ન હતો એ વાક્યમા નિર્દોષ વિનોદ દેખાયો હતો. કેટલાક ચિંતનના અંતે મે એમના એ વાક્યમા એમના આત્માનો અવાજ છે, એમ માન્યુ હતું.

તે સમયે જ મે યશવંતરાવના વિદ્યાર્થીજીવનમાં ઝબકતું ઓજસ અસાધારણ માન્યું હતુ

કોઇ એક દિવસે ઉષઃકાળનો એ અરુણ પ્રકાશપુંજ બની રહેશે, એમ હું માનતો થયો હતો

આજે મારી એ માન્યતાને હું મૂર્તિમંત બનેલી જોઈ રહ્યો છું.

સાધન-સંપન્ન માબાપનાં સંતાનો તેમનાં કૉલેજજીવન દરમિયાન હવાઈ તરંગોની દુનિયા ઊભી કરી તેમાં ગયતાં હોય છે. લગભગ દરેક વિદ્યાર્થી તરંગસૃષ્ટિમાં જ તેનું ભાવિ ઊભું કરતો હોય છે. ગરીબ વિદ્યાર્થીઓની તરંગસૃષ્ટિ તેમની મુશ્કેલીભરી સ્થિતિ ડગમગાવી મૂકે છે. દિનોજનીથી ઉચ્ચ શિક્ષણની તપશ્ચર્યા કરવાની મનોવૃત્તિ ધરાવતા વિદ્યાર્થીઓ અમુક ભાગે પ્રયત્નશીલ બને છે અને વધારે પ્રમાણમાં આર્થિક અકળામણોના હુમલાથી નિરાશા સેવતા હોય છે.

આવા સંજોગોમાંથી પસાર થઈ જતા વિદ્યાર્થીઓ પ્રગતિ સાધતા હોય છે.

કૉલેજમાં પ્રાધ્યાપક ના. સી. ફડકેની લૉજીક શીખવવાની સુંદર પદ્ધતિ યશવંતરાવને ખૂબ જ ગમી ગઈ હતી.

એમનું કૉલેજજીવન આર્થિક વિટંબનાઓથી ભીંસાતું જ રહ્યું છે. એ ત્રાસ વચ્ચેથી જાણે કેમ ઈશ્વરે જ એમને સહિસલામત પસાર કર્યા હોય તેમ અનાયાસે સંયોગો એમને ગળતા રહ્યા છે.

યશવંતરાવ છ-છ મહિના સુધી ફી ભરી શકતા ન હતા. બીજી અનેક જરૂરિયાતોને નિભાવવા સાથે કૉલેજની ફી ભરવાનો પ્રશ્ન પણ એમની મુશ્કેલીમાં વૃદ્ધિ કરનારો જ રહ્યો છે.

એ સમયે ડૉક્ટર બાલકૃષ્ણના દિલમાં યશવંતરાવ માટે માન હતું. એ માનનું કારણ હતું એમણે ઊચકી લીધેલી ચળવળ.

ડૉ. બાલકૃષ્ણે આર્થિક અગવડો વચ્ચેથી બહાર નીકળવાની અદ્ભુત તમન્ના સેવતા યશવંતરાવને સૂચવ્યું: 'તું તારી સગવડ પ્રમાણે ફી ભરજે. ફી બાબતની ચિંતા તારે કરવી જ નહીં. તું તારા અભ્યાસક્રમને આગળ ધપાવ્યે જા '

તે ઇન્ટરમા હતા ત્યારે બિમારીનો ભોગ થયા હતા. એથી કૉલેજની ટર્મ ભરી શક્યા ન હતા

ડૉ બાલકૃષ્ણે એમની ટર્મ ભરી એમને પરીક્ષામાં બેસવાની પરવાનગી આપી

એ સમયે તે કોલ્હાપુરની કૉલેજમા અભ્યાસ કરતા હતા

કોલ્હાપુરની કૉલેજના વિદ્યાર્થીઓમાંના ઘણાખરાનુ મન યશવંતરાવે જીતી લીધુ હતુ વિદ્યાર્થીઓ એમને ચપળ અને બાહોશ માનતા એમનામા ચમકતી રાષ્ટ્રપ્રીતિએ વિદ્યાર્થીઓમા પણ તેમને માનીતા બનાવ્યા હતા.

કોલ્હાપુરના જે મકાનમા તે રહેતા હતા, તે મકાનમા વસતા બધા જ ભાડૂતોને ત્યા એક વખતે ચોરી થઈ એ મકાનમા લગભગ વિદ્યાર્થીઓ જ વસતા હતા. યશવંતરાવ મહામુશીબતે ફી ભરવાની રકમ લાવ્યા હતા, તે પણ ચોરાઈ ગઈ

યશવંતરાવ આફતમા આવી પડ્યા તે વિચાર-વટાળમાં ડૂબેલી હાલતમા પોતાની ઓરડીમા બેસી રહ્યા હતા વળતા દિવસે પરીક્ષામાં બેસવાની ફી ભરવાની હતી ફી ભર્યા વિના પરીક્ષામા બેસાય શી રીતે? કુદરતે જ જાણે એ ખંતીલા વિદ્યાર્થીની સ્થિતિનો પયગામ એમના મિત્રને પહોંચાડ્યો ન હોય ! -તેમ તે વિચાર વિમાસણમા હતા, ત્યા અચાનક એમના એક મિત્ર એમની ઓરડી-

મા પ્રવેશ્યા. મિત્રે યશવંતરાવની પરિસ્થિતિ જાણવાનો પ્રયાસ કર્યો. તેમા તેમને સફળતા મળી એ મિત્રનું નામ હતું ગૌરહીર સિંહાસને. સિંહાસનેએ યશવંતરાવની મુશ્કેલીનું નિવારણ કર્યું.

એમના કૉલેજજીવનમા કેટલાયે અંતરાયોએ એમને મુંઝવ્યા હતા. નજીવી મુશ્કેલીઓ ઊભી થતાં ઘણા વિદ્યાર્થીઓ ત્રાસે છે, ને કૉલેજ છોડીને નોકરી માટે ભટકવું શરૂ કરે છે. મુશ્કેલીઓથી થથરીને નાહિંમત બની જનારા વિદ્યાર્થીઓ જવલ્લે જ સારો માર્ગ પ્રાપ્ત કરી શકે છે.

તે સમયના જ નહીં, બલ્કે આજના બાદશાહી ઠાઠમાઠથી રહેનારા ધનવાન વિદ્યાર્થીઓ જો યશવંતરાવના કૉલેજજીવન તરફ ધ્યાનથી જુએ તો તેમને સહેજે સમજાય, કે વિદ્યાર્થીજીવનમાં માબાપના પૈસાની બરબાદી કરવાથી આગળ વધી શકાતું નથી. ગરીબ વિદ્યાર્થીઓ પણ યશવંતરાવના કરુણાર્થી ભરેલા જીવન-પ્રસંગો તરફ અભ્યાસ દૃષ્ટિ પ્રસારે તો તેમને પણ શિખવા મળે તેમ છે, કે નિર્ધનતાથી ભરેલુ વિદ્યાર્થીજીવન પણ જો ભણવાની ચીવટ હોય તો કોઈ રીતે રુંધાતું નથી.

આશાવાદી, યત્નશીલ અને સિદ્ધિના ઉપાસકોને ઓળખી-લેનારી વ્યક્તિઓ એમની આજુબાજુમા હોય છે જ. એ વ્યક્તિઓ અટકી પડેલા આશાવાદી અને પ્રયત્નશીલ માનવોને ચોક્કસ સમયે ઉપયોગી થતી જ હોય છે.

યશવંતરાવનું કૉલેજજીવન જગતના વિદ્યાર્થી સમુદાયને માર્ગ-દર્શન આપનારુ છે.

અભ્યાસ કરતી વખતે ઘણાખરા વિદ્યાર્થીઓ ગોખણપટ્ટી કરતા હોય છે યેનકેન પ્રકારે નપાસ થઈ જવાની જ તેમની નેમ હોય છે. પાસ થયા પછી તે બધું ભૂલી જવાય તો ભલે: માત્ર

પરીક્ષાના પરિપત્રો પસાર થઈ જાય ત્યા સુધી યાદદાસ્તીમા ટકી રહે તો ઘણું છે.

આ મનોભાવના કેવા શિક્ષણને આવકારે ?

યશવતરાવ જે કંઈ વાંચતા, તેનું તે મનન કરતા હિન્દુસ્તાનીને તે કેટલુ જરૂરી છે, ને કેટલુ નિરર્થક છે તેની તારવણી કરતા. કૉલેજજીવનમા તર્ક કરવાની એમેની શક્તિ ખીલી હતી. કવિત્વની સ્ફૂર્તિ તો એમણે હાઈસ્કૂલમા જ પ્રાપ્ત કરી હતી. એ હાઈ-સ્કૂલમા હતા તે વખતે ગણેશોત્સવ અને બીજા સભામડપોમા રજૂ થતા સવાદો અને ગીતોનુ સર્જન તે કર્યા કરતા.

સને ૧૯૩૦ની સાલમા કરાડમા ખ્યાતનામ બનેલા છત્રપતિ શિવાજી મહારાજના મેળામા ગવાયેલાં ગીતો એમણે જ લખ્યાં હતા.

નાટ્યકલા વાડમયનુ મહત્ત્વનુ અગ છે નાટ્યકલા પ્રત્યે સ્કૂલ-જીવનથી જ તે આકર્ષાયા હતા તે જ્યારે હાઈસ્કૂલમા હતા તે અરસામા તેમણે ગણપતિ મહોત્સવમા તથા મેળામા ભજવાયેલા નાટ-કોમા ભૂમિકા પણ ભજવી હતી

વિદ્યાર્થી–અવસ્થામાં એમણે લખેલા કાવ્યો અને ગીતો બહુધા રાષ્ટ્રભાવનાને મૂર્તિમત કરનારા જ હતા એમણે સાહિત્ય–ક્ષેત્રે આગળ વધવાનો સકલ્પ કર્યો હોત તો આજે મરાઠી ભાષાના તે ઉચ્ચતમ કવિ લેખાતા હોત

મહારાષ્ટ્રના કે ભારતના આગામી નેતાઓમા એમનુ અનોખું સ્થાન નિર્માયુ હશે, એથી તેમની તપશ્ચર્યા રાજકિય–ક્ષેત્રે ચમકતી થઈ ગઈ તેમના યુવાન વયના મિત્ર ગોવિદરાવ દેવ રાષ્ટ્રિય વૃત્તિના અધ્યાપક હતા. એમણે મહારાષ્ટ્ર હાઈસ્કૂલને પ્રકાશમા મૂકી હતી. ગોવિદરાવ દેવની સાથે જગતમા પ્રવર્તેલા વાદો સબધે તે વિવાદ કરતા.

એમના યૌવનકાળમા જ એ રાષ્ટ્રપ્રેમી બન્યા હતા. રાષ્ટ્ર-ભક્તિને જ તે જીવનની સીમા માનતા. એમના યુવાન માનસ પર

મહાત્મા ફૂલે, કાર્લ માર્ક્સ, રોય, ગાંધીજી અને નહેરૂની તત્ત્વ પ્રણાલિની અસર વહેતી થઇ. એમનું દિલ બોલતું કે ક્રાંતિને આરાધવી જરૂરી છે ક્રાંતિ વિષેની એમની વ્યાખ્યા ખૂબ જ વિશાળ હતી સમાજને ઉન્નત કરનારી કામગીરી રુંધાતી હોય તો ત્યાં પણ ક્રાંતિની ચિનગારીઓ ઝગમગાવવામાં તે માનતા હતા.

સાવરકરનું 'માઝી જન્મઠીપ' નામનું પુસ્તક તેમને ગમી ગયું હતું એ પુસ્તકમાં સ્વાતંત્ર્યનો અપૂર્વ સંદેશ હતો, ક્રાંતિનો આદેશ હતો એ ક્રાંતિપથ શત્રુઓની અવગણના કરનારો ન હતો. સ્વાતંત્ર્યનો એ સંદેશ હથિયારો ઊંચકવાનો આવેશ આપનારો હતો.

કોલેજના એમના સાથીદારો એમના જીવનમાં ડોકિયું કરતી ચિનગારીઓ તરફ ક્યારેક વિસ્મયથી તો ક્યારેક કુતૂહલથી જોઈ રહેતા તેમનું વાચન ઉત્કટપણીયું ન હતું. તે જે પુસ્તક વાચવા લેતા તે પુસ્તક વાચતી વખતે તેમાં રહેલા તત્ત્વો શોધતા, તે તત્ત્વોની સમાલોચના કરતા અને સમાજને તે કેટલું કામનું છે તે સંબંધે વિચાર કરતા આટલી ઝીણવટથી ને ખંતથી તો આપણા વિવેચકો પણ તેમની પાસે ન્યાય માટે આવેલાં પુસ્તકોનું વાચન પણ ભાગ્યે જ નહી કરતા હોય!

કોલેજીઅનોમાંના ઘણાખરા તો અમુક રાજકિય કે ધાર્મિક પક્ષ તરફ પૂર્વગ્રહ ધરાવતા થઈ જતા હોય છે

યશવંતરાવ કોઈ પણ ક્ષેત્રના કોઈ પણ વર્ગ પ્રત્યે પૂર્વગ્રહ ધરાવતા થયા ન હતા પોતાના વિચારોથી ઉલટા વિચારો પ્રદર્શિત કરનારા પક્ષો અને વાડાઓ સંબંધે પણ તે ઉદારતાથી વિચારતા એમની પાસેનું સ્વતંત્ર માનસ એમને કોલેજમાં પણ પ્રતિષ્ઠા આપવા લાગ્યું

સને ૧૯૩૨ની જેલ ભોગવી આવ્યા પછી તેમનો વાચનશોખ બદલાયો સાધારણ રીતે નિર્ધનતાથી પીડાતા લોકોને સામ્યવાદનું

સાહિત્ય વધારે પડતું ગમે છે. યશવંતરાવને પણ તે સમયે એ જાતનું સાહિત્ય ગમતું હતું અને સામ્યવાદી પક્ષ તો આર્થિક સમાનતાનું ધ્યેય વર્ષોથી પોકારતો જ રહ્યો છે.

એ પોકાર યશવંતરાવના મનમાં પણ સ્થાન પ્રાપ્ત કરી ચૂક્યો હતો. તે કૉમરેડ કહેવાતા હતા, દેશભરમાં સામ્યવાદી પક્ષની મંડળી નાનામોટા આકારમાં સર્વત્ર પથરાયેલી હતી. જનતાનું હૃદય જીતવાના પ્રયાસો જેમ બીજા રાજકિય પક્ષો કરતા હતા, તેમ સામ્યવાદી પક્ષ પણ તે કાર્ય કરવામાં પ્રયત્નશીલ રહેતો હતો.

સ્વરાજ્ય પ્રાપ્તિ પૂર્વેનો એ સમયે કૉંગ્રેસયુગ હતો, એમ કહેવું જરાય અતિશયોક્તિભર્યું નથી. દુનિયાનો ઇતિહાસ કહેતો રહ્યો છે કે બહારના સત્તાધારીઓના પંજામાંથી રાષ્ટ્રની આઝાદીને મુક્તિ અપાવવા માટેનો રણજંગ ચાલતો હોય છે, તે સમયે પક્ષભેદ હોવા છતાં જંગ ખેડનારાઓનું જૂથ આશીર્વાદો જ મેળવતું હોય છે. એટલે કે સ્વરાજ્ય પ્રાપ્તિ પછી દેશમાં જે વાદ વર્ગ હતા, તેમના આજે બદલેલાં કુરુપ એ સમયે ન હતાં.

દેશના કૉંગ્રેસ સિવાયના બીજા પક્ષે પણ કૉંગ્રેસે આદરેલા સ્વાતંત્ર્ય પ્રાપ્તિના ધ્યેયનો શત્રુતાભર્યો વિરોધ કરતા ન હતા

સામ્યવાદી પક્ષમાં કામ કરનારા કાર્યકરો તરફ લોકોનો એક સમુહ માનની દૃષ્ટિથી જોતો.

યશવંતરાવના મનને અમુક સમય સુધી સામ્યવાદનો ઉભરો પરવશ કરી રહ્યો. પણ કૉલેજના જીવન દરમિયાનના દિવસોમાં તેમના ચિંતનશીલ વિચારોએ તે ઉભરાને ધીમે ધીમે શાંત કર્યો.

રશિયન રાજ્યક્રાંતિમાંથી નિર્માણ થયેલું તત્ત્વજ્ઞાન જેમનું તેમ ભારતને ઉપયોગી થાય નહીં એ તત્ત્વજ્ઞાન ભારતે પોતાને અનુકૂળ કરીને અપનાવવા જેવુ છે, આ દેશને પારકા દેશની સંસ્કૃતિથી

નીતરતો સમાજવાદ પચે નહીં. એને પચાવવા માટે ભારતીય સંસ્કૃતિનો રંગ લગાડવો જરૂરી છે. એ પ્રમાણે એમનું દષ્ટિબિંદુ બદલાવા માંડયું.

મહારાષ્ટ્ર કૉંગ્રેસ–સમાજવાદી–પક્ષની સ્થાપનામાં યશવંતરાવ સામેલ હતા, એ વાત જાણીતી છે.

કૉલેજના વિદ્યાર્થી હોવા છતાં રાજકિય વાતાવરણમાં આ રીતે તે સક્રિય ફાળો આપ્યા કરતા. કૉલેજજીવનમા એમણે કોઈ પણ રાજકિય પક્ષને સંપ્રદાય પેઠે અપનાવ્યો ન હતો. એમનામાં રાજકારણનો અભ્યાસ કરવાની વૃત્તિનું જ વધારે પડતુ યૌવન હતું. જે પક્ષ વધારે કાર્યશીન જણાય તે પક્ષમાં સામેલ થવું, એ જ એમની ઇચ્છા હતી.

# [૫] વિવિધ વાતાવરણમાં

**યુવાનીમાં** માણસનું જીવન-તરંગની અવનવી દુનિયા અનુભવનું હોય છે. ઘણાખરા માણસોને વાચનનો નાદ લાગે છે. એ નાદ જો કાચો હોય તો બેચાર વરસ કરતા વધારે વખત ટકી શકતો નથી. પણ જો એ નાદ પાકો હોય તો તે એક પ્રકારનું તપ બને છે.

યશવંતરાવને કિશોરાવસ્થામાં જ આ શોખ શરૂ થયો હતો. વાચનવૃત્તિએ એમના જીવનના જુદા જુદા તબક્કામા એમને અદ્ભુત માર્ગદર્શન આપ્યું છે. અહીં એ કહેવું આવશ્યક છે, કે વાચતી વખતે જેને મનન-ચિંતન કરવાની ટેવ હોય છે તે વાચક વાચનમાંથી નવું નવું ચૈતન્ય પ્રાપ્ત કરે છે.

ઇતિહાસના વાંચનમાથી કેવળ યુદ્ધનાં પાત્રાલેખનો જ વાચવાનો એમનો નિયમ નથી. જે સમયની તવારીખ હોય છે, તે સમયની સામાજિક, રાજકિય અને આર્થિક સ્થિતિનો ને અભ્યાસ કરે છે

આપણામાંના ઘણાખરા માણસો એકાદબે મહાપુરુષો જે પ્રાન્તમાં થઈ ગયા હોય છે, તે પ્રાન્તને જ મહત્ત્વ આપતા રહે છે. યશવંતરાવ એ વલણથી ખૂબ જ દૂર રહ્યા છે, એ કહે છે કે શિવાજી મહારાજ અથવા એવી બીજી વિભૂતિ મહારાષ્ટ્રમા જ થાય, એમ

કહેવું અથવા માનવું ભૂલ ભરેલું છે. એ જ રીતે ગાંધીજી ગુજરાતના સૌરાષ્ટ્રમાં જ પ્રકટે, એમ માનવું પણ ઉચિત નથી. કોઈ પણ ગામ કે કોઈ પણ જાતિમાં મહાન વિભૂતિ થઈ શકે છે.

મહાન વ્યક્તિઓ જન્મી છે તે પ્રદેશના અમે છીએ, એવું ગૌરવ લેવા કરતાં મહા વિભૂતિઓએ કરેલા ત્યાગનું અનુકરણ કરવું આવશ્યક છે. કોમના નામે જાતી–પ્રવૃત્તિ એમને પસંદ નથી. એ પ્રકારની પ્રવૃત્તિઓને નષ્ટ કરવાનો તો એમણે મત આરંભ્યો છે. નાત–જાતની અંધશ્રદ્ધા વધારનારી પ્રવૃત્તિઓ વર્ગભેદ ઊભા કરે છે. વર્ગભેદ ઊભા કરનારી પ્રવૃત્તિઓને જડમૂળથી ઉચ્છેદવાના એમના પ્રયાસોની સાથે સત્યશોધક ચળવળ પણ જડાયેલી છે.

સત્યશોધક ચળવળનો પ્રાણ હતો સત્યની શોધ. મહારાષ્ટ્રમાં એક વર્ગ પોતાને ઉચ્ચ માની બીજા એક વર્ગને ઉતરતો માનીને અસત્યનો અંધકાર પ્રસારતો હતો. અસત્યના એ અંધકારને હટાવી સમાનતાનો સામાજિક ઝંડો ફરકાવવાના હેતુથી જ સત્યશોધક સમાજની સ્થાપના થઈ હતી

બહુજન સમાજને આ નવો માર્ગ આપનારા સત્યશોધક સમાજની સ્થાપના મહાત્મા ફુલેએ કરી હતી. મહારાષ્ટ્રમાં કોલ્હાપુર રાજ્યમાં સત્યશોધક ચળવળનું ખૂબ જોર હતું. છત્રપતિ શાહુ મહારાજે મહાત્મા ફુલેના એ માર્ગને આવશ્યક માન્યો હતો. એમણે ચોક્કસ પ્રકારની નોકરીઓ અબ્રાહ્મણ વર્ગના લોકોને આપવા માંડી. આથી બ્રાહ્મણોએ શાહુ મહારાજને જ્ઞાતિવાદી, જાતિવાદી વગેરે વિશેષણોથી નવાજ્યા.

આજે પણ આઝાદ ભારતની સરકારોએ પછાત વર્ગના માણસો માટે અમુક નોકરી અલાયદી રાખી છે. લોકસભા, વિધાનસભા માટે અમુક બેઠકો પણ એ વર્ગ માટે નક્કી થઈ છે. સરકારના આ પગલાનો કોઈ પણ રાજકિય પક્ષે વિરોધ કર્યો નથી. સામાજિક

અસમાનતા દૂર કરનારી ચળવળનો વિરોધ પણ કોણ કરે ? સત્યશોધક ચળવળ પણ એ જ હેતુથી ચેતન મેળવની હતી.

શાહુ મહારાજે પછાત વર્ગના તેમજ અબ્રાહ્મણ વર્ગના લોકોને રાજ્યમા ચોક્કસ નોકરીઓ આપવા ઉપરાંત, તેઓ શિક્ષણ લઈ શકે એવી સગવડતાઓ પણ આપી. વરસોથી અજ્ઞાનતા અને નિર્ધનતામાં સબડી રહેલા પોતાના રાજ્યના જનગણોને ફી બાબતની ઉદાર જોગવાઈ પણ કરી આપી. રહેવા માટે યવસ્થા પણ કરી આપી. અમુક સ્કોલરશીપ પણ નક્કી કરી.

શાહુ મહારાજે આ ઉદાર સગવડો પોતાના રાજ્યમા વસતા લોકોને જ આપી હતી એમ ન હતુ, એમણે પોતાના રાજ્યની બહારના વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓને પણ પ્રોત્સાહન તેમજ સહાયતા આપ્યા હતા

મરાઠા, જૈન, લિંગાયત, સારસ્વત, હરિજન ઇત્યાદિ કોમના વસ્તીપત્રકો તૈયાર કરવામા પણ તેમણે સારી સહાયતા આપી

કોઈ એક સમયે કોંગ્રેસ થોડાક અંગ્રેજી ભણેલા અને ધનવાનોના હાથમા રમતી હતી આમ સમુહને તો ખબર પણ ન હતી કે કોંગ્રેસ એ શી વસ્તુ છે ! બહુજન સમાજ તરફ કોંગ્રેસે તેની પ્રવૃત્તિ પહોચાડી જ ન હતી, જેમ ભારતની કેટલીક સાહિત્ય પરિષદો થોડા માણસોની વચ્ચે ભરાય છે ને વિસર્જન થતી રહે છે. કેટનાક લોકોને ખબર જ નથી, કે સાહિત્ય પરિષદ અને સાહિત્ય સમ્મેલન વગેરે શું છે ! કોંગ્રેસની પણ એ જ સ્થિતિ હતી.

મહારાષ્ટ્રમાં જે સમયે આમ જનતના સુખદુઃખ નિરખનારી કોઈ જવાબદાર સસ્થા ન હતી, અને એ સમયે પણ દેશના એક વર્ગમાં દેશની મહાન સંસ્થા લેખાયેલા કોંગ્રેસ ગરીબ જનતાથી દૂર હતી. તે સમયે સત્યશોધક ચળવળ સામાજિક સમાનતાનું બ્યુગલ ફૂંકી રહી હતી. કેશવરાવ જેધે સત્યશોધક ચળવળના સેનાધિપતિઓમા

કહેવું અથવા માનવું ભૂલ ભરેલું છે એ જ રીતે ગાંધીજી ગુજરાતના સૌરાષ્ટ્રમાં જ પ્રકટે, એમ માનવું પણ ઉચિત નથી કોઈ પણ ગામ કે કોઈ પણ જાતિમાં મહાન વિભૂતિ થઈ શકે છે

મહાન વ્યક્તિઓ જન્મી છે તે પ્રદેશના અમે છીએ, એવું ગૌરવ લેવા કરતા મહા વિભૂતિઓએ કરેલા ત્યાગનું અનુકરણ કરવું આવશ્યક છે કોમના નામે જાતી-પ્રવૃત્તિ એમને પસંદ નથી એ પ્રકારની પ્રવૃત્તિઓને નષ્ટ કરવાનો તો એમણે યત્ન આરંભ્યો છે. નાત-જાતની અંધશ્રદ્ધા વધારનારી પ્રવૃત્તિઓ વર્ગભેદ ઊભા કરે છે વર્ગભેદ ઊભા કરનારી પ્રવૃત્તિઓને જડમૂળથી ઉચ્છેદવાના એમના પ્રયાસોની સાથે સત્યશોધક ચળવળ પણ જડાયેલી છે

સત્યશોધક ચળવળનો પ્રાણ હતો સત્યની શોધ મહારાષ્ટ્રનો એક વર્ગ પોતાના હિતસ્વાર્થની ખાતર એક વર્ગને શોષતો અને અસત્યના અંધકારમાં રાખતો હતો અસત્યના એ અંધકારને હટાવી માનવતાના સામાજિક ઝંડો ફરકાવવાના હેતુથી જ સત્યશોધક સમાજની સ્થાપના થઈ હતી

બહુજન સમાજને આ નવો માર્ગ આપનારા સત્યશોધક સમાજની સ્થાપના મહાત્મા ફુલેએ કરી હતી મહારાષ્ટ્રમાં કોલ્હાપુર રાજ્યમાં સત્યશોધક ચળવળનું ખૂબ જોર હતું છત્રપતિ શાહુ મહારાજે મહાત્મા ફુલેના એ માર્ગને આવશ્યક માન્યો હતો એમણે ચોક્કસ પ્રકારની નોકરીઓ અબ્રાહ્મણ વર્ગના લોકોને આપવા માંડી. આથી બ્રાહ્મણોએ શાહુ મહારાજને જ્ઞાતિવાદી, જાતિવાદી વગેરે વિશેષણોથી નવાજ્યા

આજે પણ આઝાદ ભારતની સરકારોએ પછાત વર્ગના માણસો માટે અમુક નોકરી અનામત રાખી છે લોકસભા, વિધાનસભા માટે અમુક બેઠકો પણ એ વર્ગ માટે નક્કી થઈ છે સરકારના આ પગલાંનો કોઈ પણ રાજકીય પક્ષે વિરોધ કર્યો નથી સામાજિક

એ મંડળીની યશવંતરાવના મન પર અદ્ભુત અસર થઈ હતી. અમુક સમય સુધી તો એમને એમ જ લાગ્યા કર્યું કે, 'શસ્ત્રો વગર રાજકિય ક્રાંતિ શી રીતે શક્ય બની શકે?'

આજ સુધીની અનેક વ્યક્તિઓને એ પ્રશ્ને મુંઝવ્યા છે. બહુ જ ઓછી સંખ્યામાં એમ મનાયું હશે, કે નિઃશસ્ત્ર ક્રાંતિ શક્ય છે. પણ મહાત્માજીની સત્યાગ્રહની ચળવળોએ બહુજન સમાજને શ્રદ્ધા આપવા માંડી, કે નિઃશસ્ત્ર ક્રાંતિ થઈ શકે છે અને થશે જ.

યશવંતરાવના વાચને અને ચિંતને એમના દિમાગમા નિર્ણય સ્થાપ્યો કે ક્રાંતિ નિર્ભેળ હોવી જોઈએ. એ નિર્ણય કરવા અગાઉ એમણે સશસ્ત્ર ક્રાંતિની અને નિઃશસ્ત્ર ક્રાંતિની બન્ને બાજુએ તપાસી જોઈ હતી બંને બાજુની ક્રાંતિ વિષે ઊંડું વિચારી જોયું હતું.

ગાંધીજીએ કોંગ્રેસનું સુકાન હાથમાં લીધા પછી પણ સ્વરાજ્યની ચળવળ બહુજન સમાજમા વ્યાપક બની ગઇ. શ્રી. જવાહરલાલ નહેરૂ 'ડિસકવરી ઑફ ઇન્ડિયા'માં લખે છે:

'મહાત્મા ગાંધીજીએ કોંગ્રેસને લોકશાહીનું વિશાળ અને વિરાટ રૂપ આપ્યું. એ પૂર્વે પણ કોંગ્રેસનું વલણ હતું તો લોકશાહીનું જ. ગાંધીજીએ તો કોંગ્રેસમાં ખેડૂતોને અને મજુરોને ખેંચ્યા. ૧૯૨૦ પછી ગાંધીજીનો સ્વરાજ્ય પ્રાપ્તિ માટેનો મહાયત્ન સમસ્ત ભારતમા પ્રસર્યો.'

એ સમયે સત્યાગ્રહનો ઉદયકાળ હતો. કોંગ્રેસનું રૂપ દિવસે દિવસે વિરાટ બનતું ગયુ. એને દેશના બધા જ વર્ગોનું હિત કરનારી સંસ્થા માની યશવંતરાવ પણ એમા જોડાયા

દેશમાં એ સમયે જુદા જુદા પક્ષો હતા. કોંગ્રેસમાં પણ વિવિધ પક્ષો હતા. એ પક્ષોમાંનો એક પક્ષ તે ગેયપક્ષ.

ના એક હતા કોલ્હાપુર સ્ટેટના મહારાજા શાહુ મહારાજ પણ સત્યશોધક ચળવળને ગતિ મળે એવા પ્રયત્નો કરનારાઓમાના એક નેતા હતા

યશવંતરાવ કોલ્હાપુરમાં વિદ્યાર્થીદશાનો મહત્ત્વનો સમય પસાર કરતા હતા, તે સમયે તેમને સત્યશોધક ચળવળના પુરોગામીઓની શક્તિનો પરિચય હતો બહુજન સમાજની સેવા કરવાની ધગશથી જ તે સત્યશોધક ચળવળમા સામેલ થયા હતા

તેમના જીવનમા ચળવળે અજબ સ્થાન જમાવ્યુ હતુ એ સસ્થાએ મહારાષ્ટ્રમાં સામાજિક ક્રાતિની હાક વગાડી હતી

યશવતરાવના જીવનના ઉત્કર્ષમા વાચને અને ચિ તને મહત્ત્વનો ફાળો આપ્યો છે કોઇ પણ સસ્થામાં તે આવેશ વશ થઈને જોડાતા ન હતા અને એવા જ ક્ષ નક કારણથી છૂટા પણ પડતા ન હતા

મહાત્મા ગાધીજીના નેતૃત્વ નીચે આ પા પછી કોંગ્રેસ થોડાક અ ગ્રેજી ભણેલ ઓની મટીને નિરક્ષરોની પણ બની ગઇ હતી થોડાક વગદાર ધનિકોની મટીને ગરીબોની બની ગઈ હતી કોંગ્રેસ શુ છે ? તે શુ કરવા માગે છે ? વગેરે મુદ્દાઓ આમ જનતા સમજતી થઈ ગઈ હતી

બહુજન સમાજનો ઉદય કરવા તરફ તન, મન અને ધન ખરચી રહેલા કેટલાય ક્ષેત્રોના નેતાઓએ કોંગ્રેસને વિસ્તૃત બનતી જોઈ તેમાં જોડાવા માંડયુ સત્યશોધક ચળવળના નેતા કેશવરાવ જેધે અને અન્ય રાષ્ટ્ર ચાહકો કોંગ્રેસને ખેડૂતોની અને ગરીબોની બનતી જોઈ તેમાં જોડાયા

યશવતરાવ કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમને તે સમયે સશસ્ત્ર ક્રાંતિનો પ્રશ્ન આકર્ષક લાગ્યો હતો એ પ્રશ્ન ઉઠાવનારા ઓમાં લક્ષ્મણ શાસ્ત્રી અને બીજાઓ હતા લક્ષ્મણ શાસ્ત્રી 'તર્કતીર્થ' કહેવાતા હતા

## [ ૬ ] ખેડૂત રાજકારણમાં

ભારતના કોઈ પણ પ્રદેશમા અછડતી નજર ફેરવાથી જણાઈ આવે છે કે મહેનતુમા પણ લેખાતા સમુદાયોમાં પણ ખેડૂત સમુદાયનુ સ્થાન મોખરે છે. આ સમુદાય જેટલો મહેનતુ છે, તેટલો જ નિરક્ષર છે. જગતમાં નિરક્ષરોની મહેનતનો અનાધિકાર લાભ વરસોથી ભણેલાઓ ઉઠાવતા રહ્યા છે.

વરસોથી આ વિશાળ તેમજ મહેનતુ સમુદાયને નિરક્ષરતાના ઊંડાણમાંથી બહાર લાવનારી કોશિષ ઊંડાણમાં જ ડૂબતી રહી, છતાં અમુક વ્યક્તિઓના આત્મતેજે ખેડૂતવર્ગમાં પણ જ્ઞાનકિરણો પ્રગટ થયાં. એ કિરણોને તે જ ભક્તોએ ઉદયના માર્ગે હડસેલ્યાં.

વડોદરાના મહારાજા ત્રીજા સયાજીરાવ ગાયકવાડનો રાજકારોબાર એમના યુગમાં સમસ્ત ભારતવર્ષમાં ઉજ્જવલ લેખાતો. એ રાજાએ એમના રાજ્યમા જનતાને ઉપયોગી એવા અનેક કાર્યો કર્યા છે. હિંદના બીજા કોઈ પણ વિશાળ રાજ્યે લોકોની આર્થિક, સામાજિક અને શૈક્ષણિક પ્રશ્ને ઉન્નતિ કરી નહી હોય, એવી ઉન્નતિ કૈલાસવાસી મહારાજા સયાજીરાવે એમની પ્રજાની કરી છે. મહત્વની બીના તો એ છે, કે એમની પ્રજા ખાસ કરીને ગુજરાત તેમજ સૌરાષ્ટ્રમાં ઓખા-અમરેલી પ્રદેશોમાં વિસ્તરેલી હતી. એ ગુજરાતીભાષી પ્રજાજનોએ સામુદાયીક રીતે અનેકવાર કૈ. મહારાજા સયાજીરાવના

તે સમયે યશવંતરાવ કોંગ્રેસના રૉયપક્ષના સભ્ય હતા. રૉય સાહેબના નેતૃત્વ નીચે કોઈ નિશ્ચિત રૂપમાં ક્રાંતિનો પ્રોગ્રામ લઈ રાજકારણમાં મહત્ત્વનો પયગામ ગાજતો કરવો જરૂરી છે, એ વિચાર પ્રાણવાન લેખાવા માંડયો. યશવંતરાવે પણ એ વિચારને વધાવી લીધો. એ માટે એમણે ૧૯૩૯ની શરૂઆતમાં બીજી રાજકિય પરિષદ ઉપસ્થિત કરી. એ પરિષદમાં રૉય સાહેબ પ્રત્યે શ્રદ્ધા દાખવનારો ઠરાવ મૂકયો અને તે મંજુર થયો. એ પરિષદ તાસગાંવમાં ભરાઈ હતી.

એ સમયે નાના પાટીલ અને એમની મંડળીના બીજાઓ ગાંધીવાદી કહેવાતા હતા. યશવંતરાવ રૉયવાદ તરફ આકર્ષાયા હતા.

રૉયવાદીઓ મહાયુદ્ધ વખતે બ્રિટિશરોને મદદ કરવા તૈયાર થયા. એ જોઈ યશવંતરાવ ચોંકી ઊઠયા. એ તે જ ક્ષણે રૉયવાદ અને રૉયપક્ષથી અલગ થયા.

૧૯૩૭માં માનવેન્દ્ર રૉયે સમાજવાદનો નવો સિદ્ધાંત માંડયો. એ વાદનો પ્રાણ હતો નવ માનવતાવાદ!

તર્કતીર્થ લક્ષ્મણ શાસ્ત્રી, જી. ડી. પરીખ, હ રા. મહારાજની, એ. તારકુંડે ઉપરાંત બીજા કેટલાંક રૉયવાદી આગેવાનો સાથે યશવંતરાવ કલાકોના કલાકો સુધી ચર્ચા કરતા. એવી ચર્ચાઓમાં એમના દિવસો પસાર થયા છે.

એવી ચર્ચાઓમાંથી જ તે પોતાને જોઈતા અભ્યાસ અને અનુભવ તારવ્યા કરતા. રૉયવાદીઓએ કોંગ્રેસનો ત્યાગ કર્યો ત્યારે યશવંતરાવે કોંગ્રેસની લડતમાં નેતૃત્વ સ્વીકાર્યું. કોંગ્રેસના કાર્યક્રમને એમણે અવલોકી જોયો. તર્ક–વિતર્કના અંતે એમને જણાઈ આવ્યું, કે દેશને આઝાદી અપાવી શકે એવી જો કોઈ પણ રાજકિય સંસ્થા હોય તો તે માત્ર કોંગ્રેસ જ છે.

એમના હૈયામાં કોંગ્રેસ તરફ શ્રદ્ધા જાગૃત થઈ.

## [૬] ખેડૂત રાજકારણમાં

ભારતના કોઈ પણ પ્રદેશમાં અભ્યાસી નજર ફેંકવાથી જણાઈ આવે છે કે મહેનતુમાં પણ લેખાતા સમુદાયોમાં પણ ખેડૂત સમુદાયનું સ્થાન મોખરે છે. આ સમુદાય જેટલો મહેનતુ છે, તેટલો જ નિરક્ષર છે. જગતમાં નિરક્ષરોની મહેનતનો અનાધિકાર લાભ વરસોથી ભણેલાઓ ઊઠાવતા રહ્યા છે.

વરસોથી આ વિશાળ તેમજ મહેનતુ સમુદાયને નિરક્ષરતાના ઊંડાણમાંથી બહાર લાવનારી કોશિષ ઊંડાણમાં જ ડૂબતી રહી, છતાં અમુક વ્યક્તિઓના આત્મતેજે ખેડૂતવર્ગમાં પણ જ્ઞાનકિરણો પ્રગટ થયાં. એ કિરણોને તે જ ભક્તોએ ઉદયના માર્ગે હડસેલ્યાં.

વડોદરાના મહારાજા ત્રીજા સયાજીરાવ ગાયકવાડનો રાજકારોબાર એમના યુગમાં સમસ્ત ભારતવર્ષમાં ઉજ્જવલ લેખાતો. એ રાજાએ એમના રાજ્યમાં જનતાને ઉપયોગી એવાં અનેક કાર્યો કર્યાં છે. હિંદના બીજા કોઈ પણ વિશાળ રાજ્યે લોકોની આર્થિક, સામાજિક અને શૈક્ષણિક પ્રશ્ને ઉન્નતિ કરી નહીં હોય, એવી ઉન્નતિ કૈલાસવાસી મહારાજા સયાજીરાવે એમની પ્રજાની કરી છે. મહત્ત્વની બીના તો એ છે, કે એમની પ્રજા ખાસ કરીને ગુજરાત તેમજ સૌરાષ્ટ્રમાં ઓખા–અમરેલી પ્રદેશોમાં વિસ્તરેલી હતી. એ ગુજરાતીભાષી પ્રજાજનોએ સામુદાયીક રીતે અનેકવાર કે. મહારાજા સયાજીરાવના

ગાયકારોબારને વખાણ્યો છે આજે પણ વડોદરા રાજ્યના ગુજરાતી ઓને પૂછવામા આવે તો તેઓ સયાજીરાવ ગાયકવાડને ઉત્તમ કોટિના રાજકર્તા કહેશે .

એ પ્રજાપ્રેમી રાજા હિન્દુઓના બીજા કોઇ સમુદાયમા નહીં, પણ મહાન મહેનતુ અને નિરક્ષર લેખાતા ખેડૂતસમુદાયમા જન્મ્યા હતા

હિન્દના સમર્થ રાજ્યદ્વારી પુરુષોમાં આજે પણ જેમના નામો જીવતાં-જાગતા છે તે સ્વ વીઠ્ઠલભાઈ પટેલ અને સરદાર વલ્લભભાઈ પટેલ પણ ખેડૂતવગમાથી જ બહાર નીકળ્યા હતા

વિશાળ દ્વિભાષી મુબઈ રાજ્યના મુખ્ય પ્રધાન શ્રી યશવંતરાવ ચવ્હાણ પણ ખેડૂતકુટુમ્બના જ છે

યશવંતરાવે તો નાત-જાત અને પ્રાન્તના ભેદને વિદ્યાર્થી અવસ્થામા તે હતા, ત્યારથી જ જીવનમાંથી વિદાય આપવા માંડી છે

મહારાષ્ટ્રમાં તો ખેડૂતોની સ્થિતિ આર્થિક આફતોથી ભરેલી હતી એવી સ્થિતિમાં રહેતા લોકો રાજકિય ક્ષેત્રે કદમ મૂકે એ આશા કેવી રીતે ફળી ?

અલબત્ત મહારાષ્ટ્રમાં કોઈ કોઈ વિભાગમા મુઠ્ઠીભર કુટુબો કંઈક સાધન-સપન્ન હતાં પણ એ કુટુબો તો જેનુ રાજ થાય તેને પક્ષે જઈ ઊભા રહેનારા હતાં એમના એ કાર્યને તેઓ કર્તવ્યમય અને પ્રતિષ્ઠા-સપન્ના સમજતા

ગઈ કાલની તવારીખને યાદ કરીકરીને તેઓ પોતાને 'આગેવાન' વર્ગના માની સંતોષ માનતા

એ સમયે જૂના ઐશ્વર્યના વર્ણનો કરીકરીને ફુલાતો રહેનારો સમુદ કોંગ્રેસ તરફ ઉદાસીનતાથી નિરખતો માત્ર કોંગ્રેસ તરફ જ નહીં, પણ સામાજિક અને રાજકિય અને ક્રાંતિનો આદર્શ ધરાવતી લગભગ-

બધી જ સંસ્થાઓ પ્રત્યે તેઓ ઉદાસીન હતા. આ સ્થિતિ મહારાષ્ટ્ર ઉપરાંત હિન્દના બીજા પ્રાન્તોમાં પણ પ્રવર્તતી હતી.

જે દિવસે એ તરંગ વિહારી વર્ગે કોંગ્રેસના હાથમાં સત્તા જોઈ તે દિવસે તે વર્ગ સક્તિ થઈ ગયો. એ વર્ગના અધ્યક્ષો કોંગ્રેસનો કબજો લેવાના યત્નો કરવા લાગ્યા. કેટલાકે તો 'કોંગ્રેસ દેશની જવાબદારી રાજકિય સંસ્થા જ નથી' આવો સૂર જગાવ્યો.

એ રીતે દ્વિમુખી સામનો કોંગ્રેસને કચડવા તૈયાર થયો હતો. એ સંજોગોમાં યશવંતરાવે બુદ્ધિ, સતત્ યત્ન અને હિંમતથી એ વર્તુળોમાં પ્રવર્તી રહેલા અણસમજ, ગેરસમજ, પૂર્વગ્રહ; ઇત્યાદિ અધિકારને હટાવી દેવાનો ભગિરથ પ્રયાસ આરંભ્યો.

એમણે આરંભેલા એ યત્નને વષ્ટપ્રાયઃ કરવાના પ્રયાસો વિરોધી દળો તરફથી થયા.

'નિર્ધન ખેડુતનો છોકરો સંપત્તિશીલ વ્યક્તિઓને માર્ગદર્શન આપે જ કેમ? ઐશ્વર્યવાન ઇજ્જતદારોની સ્પર્ધામાં એ એનાં રાજકારણના અભ્યાસને વહેતાં મૂકે જ કેમ?'

ઇત્યાદિ પ્રકારે યશવંતરાવને ઉતારી પાડનાર કુપ્રયાસો ઓછા થયા ન હતા. યશવંતરાવની જગાએ બીજો કોઈ ઉગ્ર મિજાજનો, તામસ્ત સ્વભાવનો, મિથ્યાધમ ડી, અર્ધદગ્ધ કે અધૂરો ઘડો હોત તો તે સમુહોએ તે ઘડાને છલકાવી મૂક્યો હોત. પણ ચવ્હાણ ધર્મશીલ, રાજકારણના અભ્યાસી, વિવેકી, વિનયી અને સહિષ્ણુતાને હૈયે વસાવી ચૂકેલા હતા. તેમણે મુત્સદ્દીગીરીથી વિરોધી દળોને પોતાનાં કરી લીધા.

બીજાઓને હૃદયબળથી જીતી લેવાની તેમની તાકાત તેમના રાજપ્રકરણી અભ્યાસને અને ચિંતનને આભારી છે.

સતારા જિલ્લાના રાજપ્રકરણી ઇતિહાસમાં સને ૧૯૩૭ની સાલ અવનવા રંગોથી રંગાયેલી જોવામાં આવે છે. એ સાલમાં

કૂપર સાહેબનું આખા જિલ્લામાં વર્ચસ્વ હતું. એમનું રાજકીય તેમજ સામાજિક ક્ષેત્રોના જૂના તરંગો પર ઊભતા માર્ગો પર અદ્ભુત ચલણ હતું.

કૂપર સાહેબનું પૂરું નામ હતું સર ધનજીશાહ કૂપર.

શેઠ ધનશાહ કૂપર ધનાઢ્ય કારખાનાદારોમાંના એક લેખાતા હતા. સતારા રોડ પર એમનું પ્રચંડ કારખાનું હતું.

આખા જિલ્લાનો દારૂનો ઇજારો જિલ્લામાં ફક્ત તેમની પાસે હતો. એમણે સમયવર્તી બની જઈ સતારા જિલ્લાના આગેવાન વર્ગને ભેગો કરી આખા જિલ્લાની રાજપ્રકરણી સત્તા પોતાના કાબૂમાં લઈ લીધી.

ત્યાંના લોકલબોર્ડના પ્રમુખનું સ્થાન એમણે હસ્તગત કર્યું. એ માનપ્રાપ્તિ પછી જિલ્લામાં રાજકીય ક્ષેત્રમાં પોતાનું પ્રભુત્વ જમાવવા એમણે એમના બુદ્ધિ, ચાતુર્ય અને અભ્યાસ–અનુભવને વહેતા મૂક્યા.

કરાડ તાલુકામાં પણ તેમણે પોતાની [illegible] દાવ અજમાવ્યો. એમનામાં મહત્ત્વાકાંક્ષા હોવા સાથે મુત્સદ્દીગીરીનો અભ્યાસ પણ અજબ હતો.

કરાડ તાલુકામાં એ સમયે કલ્યાણીશાના નામના ધનવાન વેપારીનું વર્ચસ્વ પણ ઓછું ન હતું. એ 'શેઠ કલ્યાણી' નામે પ્રસિદ્ધ હતા. બ્રિટિશ સરકારે તેમને 'રાવસાહેબ'નો ઇલકાબ આપ્યો હતો. ધનજીશાહ કૂપરે તેમને કરાડના જિલ્લા લોકલબોર્ડના પ્રમુખસ્થાને બેસાડી પોતાની મનોકામના આગળ ધપાવી.

આવી મહાન તાકાતવાળી વ્યક્તિઓની વચ્ચે યશવંતરાવે પોતાના સાથીઓ સહિત આગેકૂચ કરવાની હતી. અહીં એ સમયની એક બાબત નોંધવા જેવી છે કે કોંગ્રેસનાં પ્રચાર સાધન

સંપન્ન રૂઢિચુસ્તોના સમુહનો વિરોધ ગાજી રહ્યો હતો. એ જ પ્રકારે કોંગ્રેસની અંદર પણ બહારના વિરોધોનાં તુલનામાં આર્થિક દૃષ્ટિએ મૈત્રી કરી શકે એવા લોકોનો જબરજસ્ત સમુહ પણ એમની દૃષ્ટિને અનુકૂળ વિરોધ જગાડી રહ્યો હતો.

રૂઢિચુસ્તોના આ સાધન-સપન્ન વર્ગને મરાઠી ભાષામાં 'સરંજામ વર્ગ'ના નામે ઓળખવામાં આવે છે.

'સોશ્યાલીઝમ' અને 'કેપીટાલીઝમ' વચ્ચે લાંબા સમયથી જગતમાં મધુરું દ્વંદ્વ ચાલતું જ આવ્યું છે. યશવંતરાવે કેપીટાલીઝમથી રંગાયેલા કૂપરમંડળ સામે કેવી રીતે ટકવું, એ વિષે ખૂબ વિચારી જોયું ને માર્ગ શોધી કાઢ્યો. એમણે સમાજવાદીઓનું જૂથ ઊભું કર્યું. સમાજવાદને જ સમાજવાદીઓને મૂડીદાર સાથે વાંધો નથી; વિરોધ છે માત્ર મૂડીવાદ સામે.

રાજકારણના પ્રખર અભ્યાસી યશવંતરાવે કોંગ્રેસ તરફથી ખેડૂતને ટિકીટ મળે, તે પ્રકારનો પ્રયત્ન આરંભ્યો. એમના એ પ્રયત્નને ઘણા તરુણોએ ટેકો આપ્યો, ને એમણે એસેમ્બલી માટે ભાઉસાહેબ આત્મારામ પાટીલ બોરગાંવકરને મુકરર કર્યા.

ભાઉસાહેબ આત્મારામ પાટીલને કોંગ્રેસ તરફથી ઉમેદવારી કરવાની પરવાનગી તો મળી, પણ ચૂંટણી પ્રચાર વિના એ ઉમેદવારી સફળ કેવી રીતે બની શકે? અને પ્રચાર માટે મહત્ત્વનો ભાગ ભજવનાર નાણાંની જોગવાઈ તો કરવી જ રહી!

હરીફો તેમજ એક જ પક્ષના ઉમેદવારો પોતપોતાને વિજય મળે એ માટે પૈસા વેરવા લાગ્યા. ભાઉસાહેબની તરફેણમાં પણ થોડાં નાણાં ખર્ચાયાં. પણ બીજા ઉમેદવારોએ નાણાંનો જે વ્યય કરવા માંડ્યો હતો, તેની તુલનામાં પાટીલ તરફથી ખર્ચાતાં નાણાં જૂજ હતાં. એટલે નાણાંથી પ્રચારને વેગ મળે તેમ ન હતું.

ચૂંટણીજંગમાં પાર્ટીને ફત્તેહ અપાવવા શું કરવું, એ એક પ્રશ્ન થઈ પડ્યો હતો.

આત્મારામ પાટીલની મદદગાર મંડળી થોડાઘણા પૈસા ખર્ચી હાથમાં ત્રિરંગી વાવટો ઊંચકી ગામેગામ પેડલ-મુસાફરી કરતી કોંગ્રેસનો પ્રચાર કરવા લાગી.

એ સમયે યશવંતરાવ તે પ્રચારકાર્યમાં મોખરે હતા. ગામડે ગામડે પેડલ-પ્રવાસ કરતા અને પ્રચાર કરવા માટે ભાષણો આપતા. સવાર બપોર, સાંજ ને રાત પ્રવાસ ચાલુ રખાયો અને પ્રચાર પણ વેગવંત બનાવાયો. વળી એ વખતે યશવંતરાવ 'લોકક્રાંતિ' નામનું અઠવાડિક ચલાવતા હતા. તેના લેખનની લગભગ બધી જ જવાબદારી તેમના પર રહેતી હતી. ચૂંટણી નજીક આવી તે અરસામાં તો સર્વ કાર્યકર્તાઓ મહેનત કરીને થાકી ગયા હતા. પણ તેમને કોંગ્રેસપક્ષના શ્રીમંત ઉમેદવારો તરફથી સહાનુભૂતિ મળી નહીં. યશવંતરાવે એ બાબતની દરકાર જ ન કરી. મનમાં એમણે માઠું પણ લગાડ્યું નહીં. પોતે કોંગ્રેસનો ધ્યેયવાદ અપનાવ્યો છે તો પોતાની ફરજ કોંગ્રેસના ઉમેદવારને ચૂંટણીકાર્યમાં પૂરતી મહેનત-સહાય આપવાની છે એમ માની તેમણે કોંગ્રેસનો ઝંડો ફરકાવી ફરજદારીના રસ્તે આગેકૂચ કરી.

આપણે શ્રમદાનનું મહત્ત્વ સમજ્યા છીએ. યશવંતરાવ જ આવી મહેનત અને જહેમત ઉઠાવી શકે. પણ એમના મનને આઘાત લાગે એવો એક બનાવ એ સમયે બની ગયો. એ બનાવની વિગત સર્વશ્રુત હોવા છતાં ટૂંકમાં અહીં જણાવવી યોગ્ય છે.

ચૂંટણી અગાઉ એ દિવસ મ્ગડના 'સ્વામી બાગ'માં શ્રી જવાહરલાલ નહેરુનું ભાષણ નક્કી થયું. આ સમયે યશવંતરાવે પોતાના સાથીદારોની સાથે ગામડે ગામડે પેદલ ચાલી ખેડૂતોને કોંગ્રેસનો સંદેશો પહોંચાડ્યો. સંદેશાની વિગત એ હતી કે 'કોંગ્રેસના

અવાજના જોમરૂપ પંડિત નહેરૂ કરાડ આવી રહ્યા છે, દરેક ગામના ખેડૂતે નહેરૂનો સદેશો સાભળવા હાજર રહેવુ જરૂરી છે'

—આ પ્રમાણેનો સદેશો તેમણે ગામડે ગામડે પહોચાડયો હતો નહેરૂનુ ભાષણ આગલા દિવસે નિપાણીમા હતું, ને પરોઢિએ ચાર વાગે તેમને કરાડ આવવા માટે ત્યાથી નીકળવાનું હતું. આગના દિવસે તેમને લાવવા માટે દે ભ દાદાસાહેબ આળતેકર મોટર લઈ ને જવાના હતા. કોંગ્રેસના ઉમેદવાર શ્રી શિગાળકરની પોતાની ગાડી હોવાના કારણે શ્રી નહેરૂને લાવવા-જવા માટે બીજી ગાડીની વ્યવસ્થા કરી ન હતી પરંતુ જવાના સમયે જ શિરાળકરે જણાવ્યુ કે, 'મારી ગાડી બગડી ગઈ છે' રાત્રે નાદુરસ્ત જણાવવામા આવેલી ગાડી સવારે ચાલતી-ફરતી થઈ ગઈ હતી; પરતુ આળતેકર અને યશવતરાવ ગભરાટમા પડી ગયા હતા નહેરૂને લાવવા માટે તત્કાલ શી વ્યવસ્થા કરવી, તે વિચાર તેમને મુઝવવા લાગ્યો. નહેરૂનો ગરમ મિજાજ તેઓ સારી રીતે જાણતા હતા

કરાડમા તે સમયે ટુરીંગ યોગ્ય બે ગાડીઓ હતી એક શ્રી. કલ્યાણીની અને બીજી હાજી કાસમભાઈ કચ્છીની શ્રી. કલ્યાણી તો પોતે જ ઉમેદવાર હતા હાજી કાસમ કચ્છી શ્રી કલ્યાણીની તરફેણમા રાત-દિવસ પ્રચાર કરતા હતા બીજી કોઈ જગાએ ગાડી માગવાનો વિચાર કરવા જેટલો પણ અવકાશ ન હતો

આખરે યશવતરાવ આળતેકરને સાથે લઈ હાજી કાસમ કચ્છીને ત્યા જઈ પહોચ્યા

શ્રી હાજી કાસમ કચ્છી કોંગ્રેસ વિરોધી પ્રચાર કરતા હતા એમની પાસે ગાડી માગવી એ જ અપમાન કરાવી લેવા બરાબર હતું પરંતુ નહેરૂ માટે ગમે તેવા અપમાન સહન કરવાનો તે બને જણાઓએ નિર્ધાર કર્યો હતો. પરતુ આશ્ચર્યની વાત એ બની, કે યશવતરાવે નહેરૂને લાવવા માટે ગાડીની માગણી કરી અને તરત જ હાજી કાસમ

કરડીએ ક્ષણનો પણ વિલંબ કર્યા વિના પોતાના ડ્રાઈવરને બોલાવ્યો ગાડીમાં પૂરું પેટ્રોલ નખાવ્યું અને પ્રસંગોપાત જરૂર પડતાં તે આપી ।  પડે, તે માટે તેને પચાસ રૂપિયા ખરચ માટે આપ્યા અને ગાડી આબેડકરના કબજામાં સોંપી

એ સમયે હાજી કાસમ કરડીના મનમાં એવો ભાવ પણ ન પ્રકટ્યો કે પોતે કોંગ્રેસ વિરોધી ઉમેદવારની તરફેણમાં પ્રચાર કરતા હોવા છતાં કોંગ્રેસના સ્તંભ માટે ગાડી શા કારણે આપવી। આવો દુર્ભાવ લાવવાને બદલે તેમણે તો ઊલટું એમ કહ્યું 'પંડિત નહેરુને મારી ગાડીમાં લાવવાના છે, એવું મને બાર કલાક અગાઉ જણાવ્યું હોત તો મેં તમને સાવ નવી નક્કોર ગાડી લાવી આપી હોત પંડિતજી મારી ગાડીમાં આવે એ વાતને હું મારાં અહોભાગ્ય માનું છું'

ખાનબહાદુર હાજી કાસમ કરડીના આ પ્રકારના ઉદ્‌ગારો કોંગ્રેસના વિરોધીઓએ ધડો લેવા જેવો છે

થોડા સમય બાદ શ્રીમંતવર્ગ અને સાધન–સંપન્ન વર્ગને હાર ખાવી પડી દૂધગાડી હળી પડી જિલ્લાના લોકતમેં ડંકો કારભાર કોંગ્રેસના હાથમાં આવ્યો

નેજ શિક્ષણ માટે જિલ્લાની બહાર રહેતા હોવા છતા યશવંત એ જિલ્લાના રાજકીય જીવનમાં રસ લેવાનું છોડયું ન હતું તે જે વખતે કાયદાનો અભ્યાસ કરતા હતા તે વખતે જ એટલે કે સને ૧૯૪૦ની આખરમાં લોકલબોર્ડની ચૂંટણી થઈ એ વખતે પરિસ્થિતિનું અવલોકન કર્યા પછી જણાઈ આવ્યું કે ઠૂપર કાલીન જૂના સરંજામ અગ્રેસર પુન પોતાના દાવ ફેંકવાના છે પરંતુ કોંગ્રેસ પક્ષ માન્યતા ચૂંટણી લડવાનો ન હતો એવી કોંગ્રેસ પક્ષ અધિકૃત ધારણમાથી કોઈ નિર્ણય લેવાનો સવાલ જ ન હતો કેટલાક કોંગ્રેસને અનુકૂળ એવા સ્વતંત્ર ઉમેદવારો હતા–

થોડા જ વખતમા જિલ્લામાથી સરંજામ ધરના નાબૂદ થઈ ગઈ. બાકીમા ફક્ત સરંજામ વ્યક્તિ જ રહી

લોકશાહીના રાજકારણમા વ્યક્તિથી અધિક અર્થાત્ વ્યક્તિના સ્વરૂપથી અધિક પ્રેરકશક્તિનુ મહત્ત્વ હોય છે યશવતરાવની પ્રેરકશક્તિનુ સાધન કોગ્રેસ સઘના જ હતુ અને ૧૯૪૨ની આઝાદીની લડતમાં તે એટલી બધી પ્રભાવશીલ થઈ ગઈ હતી, કે તેનો પરાભવ કરવાની વાત તો દૂર રહી પણ તેની સામે ક્ષણભર ટકવા જેટલી પણ શક્તિ જિલ્લામા કોઈ પણ સરંજામી પાસે નહી ન હતી

કરાડમા મુસલમાનો કૃષ્ણાબાઈ ઘાટ પરથી પોતાના તાજીઆ અનેક વર્ષોથી લઈ જતા હતા બીજે રસ્તેથી જવાનો માર્ગ હોવા છતા તેમની ધર્મભાવના તે બદલવા તૈયાર ન હતી તે બાબત અગે જ્યારે દિવાની કોર્ટમા દાવો દાખલ થયો ત્યારે હિન્દુ–મુસલમાન ઝઘડાનુ રૂપ પ્રકરણ બને પક્ષો આક્રમક સ્વરૂપ લઈ રહ્યા હતા 'કોર્ટમા ગીતમય કામ ચાલે અને જે નિર્ણય આવે તે સ્વીકારવો જ પડે પરંતુ એ ઘટનાથી બને પક્ષોના લોકોમા કાયમનુ ઝેર રેડાશે અને એવુ ઝેર લોકશાહી માટે ખતરનાક છે' એવુ વિચારી એ ઝેર નાબૂદ કરવાનો યશવતરાવે પ્રયત્ન આદર્યો કોર્ટમા દાવો ચાલુ હતો એ અરસામા જ તેમણે તેમના મિત્ર તાહેર ઈનામદાર સાથે મુસલમાનો પાસે જઈને તેમના વિચારો સમજવાનો અને પોતના દૃષ્ટિબિન્દુ રજૂ કરવાનો આરભ કર્યો અને તેમા તેમણે સફળતા પ્રાપ્ત કરી

એ જ પ્રમાણે એસ પી કોલેજના મેદાનમા આચાર્ય અત્રે ઉપર આર એસ એસ ના ગુડાઓએ અચાનક હુમલો કર્યો અને તેમને ઘાયલ કર્યા તે વખતે યશવતરાવે બટાણે દેવળમા સભા ભરીને જાતિવાદનો નિષેધ કર્યો તેમને સરંજામવૃત્તિ જાતિયતા અથવા ધર્મઘેલછાનો સામી છાતીએ અનેકવાર સામનો કરવો પડ્યો છે.

ઝગડમાં જામેલી અમાનુષી શક્તિને દબાવવા માટે મુંજીવાદના અંધ આકારને દેખતો કરવા માટે અને ધર્મઘેલછાને ધર્મપ્રેમ તરફ વાળવા માટે તેમને તનતોડ પ્રયાસ કરવો પડયો છે.

આજે પણ તેમના એ વિચારો વધારે ને વધારે જોમ પકડતા રહ્યા છે. વિશુદ્ધ ભારતીયને છાજે એવો જ પ્રચાર તેમના પ્રત્યેક ભાષણમાંથી મળી આવે છે.

## [૭] માતાજીની ઝંખના

માતાજીનું હૈયું અપાર હર્ષથી છલકાવા લાગ્યું હતું. પોતાનો પુત્ર પેણુ પરણે, એજ એમના હૃદયની ભાવના ! પુત્ર કમાતો થાય તે સમયે પ્રત્યેક માતા તેના લગ્નની જ કલ્પનાસૃષ્ટિમા જીવ પરોવતી હોય છે.

યશવંતરાવના માતાજી પણ એ જ ઉલ્લાસને આવકારવા લાગ્યાં હતાં.

યશવંતરાવે એલ. એલ બી. ની પરીક્ષા પસાર કરી વકીલાત આરંભી હતી. વકીલાતનો વ્યવસાય પગભર થયો હતો. આખા કુટુંબનો બોજો ઉઠાવી શકે એવી સ્થિતિમા તે આવ્યા હતા.

ગણપતરાવે વેપાર-ક્ષેત્રમા ઝંપલાવ્યું હતું. વરસ-દોઢ વરસમાં તો આ કુટુંબની આર્થિક સ્થિતિ સંગીન બની જશે. એમ લાગતુ હતુ.

યશવંતરાવ પોતે પણ પોતાને લાયક જીવન-સહચરીની શોધમાં હતા. ઘરનાં વાડી-બગીચા અને મોટર ધરાવનાર ધનવાનોએ યશવંતરાવને કન્યા આપવાના પ્રયત્નો કરવા માંડયા હતા. પણ યશવંતરાવે પોતાની મધ્યમ વર્ગની સ્થિતિનો વિચાર કરી પોતાને યોગ્ય સહચરી શોધી લીધી. સને ૧૯૪૨ના મે માસમાં એમણે દંપતિજીવન પ્રાપ્ત કર્યું. એમના લગ્નમાં ત્યાંનો સુપ્રતિષ્ઠિત વર્ગ

હાજર હતો. જનસમુદાય, ખેડૂતસમુદાય, રાજકિય ક્ષેત્રના કર્મચારીઓ; વગેરેએ તે સમયે હાજરી આપી હતી.

તે સમયે જગતના નકશામાં રોજેરોજ અવનવા ફેરફાર નોંધાયે જતા હતા ભારતને સ્વરાજ્ય આપવાની વાટાઘાટ જુદા જુદા પલટા લેતી હતી. મહાયુદ્ધના જંગે મયદાનમાં જર્મનીના પરાક્રમોને ક્ષણભર બાજુએ હટાવી મૂકે તેવા વિક્રમ જાપાને કરવા માંડયા હતા.

કોંગ્રેસે બ્રિટિશ સરકાર પાસે સંપૂર્ણ સ્વતંત્રતાની માગણી કરી હતી. એની સાર્વદેશિય ગણુહાક માટે ૧૯૪૨ની સાલમાં મુંબઈ ખાતે અધિવેશન ભરાયું. એમા યશવંતરાવ હાજર થયા.

લગ્નજીવનનો શુભ મંગલ સમય વ્યતિત થતો હોય એ જ સમયે રાજકિય ક્ષેત્ર તરફ ચિત્ત ચોંટતું રહે, એ જ કરી આપે છે, કે યશવંતરાવના જીવનમા રાષ્ટ્રની આઝાદીનું સ્થાન જેવું તેવું ન હતું. સુખ-શાંતિમાં વિહરવાને બદલે યશવંતરાવે સ્વાતંત્ર્યની રણહાકનાં સૂત્રો ગજવવા માંડયાં. એમણે વિકાસના પંથે આગળ ધપના વકિલાતના વ્યવસાયને છોડી દીધો. 'ચલે જાવ' ના ચેતવણીના સૂરને ઉપાડી લીધો. 'કરેંગે યા મરેંગે' એ-અણુ નિર્ધારને જોરશોરથી જાહેરાત દેવા માંડી

આઝાદીની લડતમાં એમણે સરદારી લીધી, એ જોઈ તેમનાં માતાજી, ધર્મપત્ની તથા મોટાભાઈવગેરેને દુઃખ ઊપજ્યુ. દુઃખ ઊપજવું સ્વાભાવિક જ હતું. કેમ કે એ વખતનો આઝાદીજંગ આક્રમણકારીઓના ભયાનક શસ્ત્રાસ્ત્રોથી ત્રાસ પ્રવર્તાવી ચૂક્યો હતો

વકીલાતની વરસ-દોઢ વરસની આમદાનીથી કુટુંબની હાલત કંઈ એટલી બધી સુધરવા પામી ન હતી કે, મહિનાઓ સુધી આવક ન થાય તો પણ કુટુંબીજનોને હરકત ન પડે.

એ સમયે સ્વાતંત્ર્યવીરોએ ભૂગર્ભ પ્રવૃત્તિ આરંભી હતી. ભૂગર્ભ પ્રવૃત્તિએ પરદેશી રાજકર્મચારીઓને દંગ કરી મૂકયા હતા. લોકસમુ-

હાયોમાં પણ ભય ફેલાઈ ગયો હતો. બીજા સમુહોમાં બલિદાનની ભાવના મૂર્તિમંત બનતી જતી હતી.

યશવંતરાવે ભૂગર્ભવાસ પ્રાપ્ત કરવાથી તેમનાં કુટુંબીજનો આર્થિક સંકડામણમાં આવ્યાં. આર્થિક ભીંસ તો જેમણે વેઠી હોય, તે જ તેનાં દુઃખ જાણી શકે.

ભૂગર્ભવાસ દરમિયાનમાં યશવંતરાવ અવારનવાર તેમનાં માતાજીને, પત્નીને અને બંધુઓને મળવા આવતા, દિલાસો આપતા અને પોતે સ્વીકારેલા શૌર્યમાર્ગનું મહત્ત્વ સમજાવતા. પણ મનને મનાવવાનું કાર્ય સામાન્ય નથી. યશવંતરાવનાં કુટુંબીજનો પણ આખરે તો સામાન્ય કોટિનાં માનવીઓ જ હતાં. એક તરફ કુટુંબીજનોમાં પ્રવર્તેલી દુઃખની લાગણી અને બીજી તરફ પોલીસનો ત્રાસ! આ બે આક્રમણો વચ્ચે યશવંતરાવ પીસાવા લાગ્યા.

આવી સ્થિતિમાં મૂકાયેલા સમર્થ માનવીઓ પણ ત્રાસી ઊઠયા છે. પણ યશવંતરાવે તો તે દુઃખદ સ્થિતિ અનુભતા રહીને પણ વીરને છાજે તે રીતે કર્તવ્ય-સંગ્રામને આગળ ધપાવ્યો.

પોલીસ યશવંતરાવને પકડવા માટે આસમાન-પાતાળ એક કરી ચૂકી હતી, કોઈ પણ ભોગે એમને પકડવા માગતી હતી. આખરે પોલીસે પ્રપંચનીતિ આદરી. એણે યશવંતરાવનાં પત્ની સૌ. વેણુતાઈને અટકમાં લીધાં. પોલીસના આ અમાનુષી વર્તનથી ઘરનાં બધાં માણસો ત્રાસી ઊઠયાં.

વેણુતાઈ તો ભલાં ભોળાં ને સાદાં-સીધાં સન્નારી! પોલીસે એમને અટકમાં લેવાથી એ એટલાં બધાં આઘાતવશ થયાં કે તે સમય પછી કેટલાય વખત સુધી તે આઘાતની અસર એમના મન પર ટકી રહી. વરસો સુધી એમને ફિટ્સ આવતી રહી.

લગભગ બે મહિના સુધી વેણુતાઈને અટકમાં રાખી છોડી મૂકવામાં આવ્યાં. આટલેથી જ પોલીસે આ કુટુંબનો પીછો છોડયો

નહીં. એમણે તો વેણુતાઈને છોડયા પછી યશવંતરાવના વડિલ બન્ધુ ગણપતરાવને કેદ પકડી લીધા. એમને ઘેર મોટા થયેલા એમની બ્હેનના દિકરા બાબુરાવ પર સ્ટેશનને બાળવાનો આરોપ મૂકયો.

આફત આવે છે ત્યારે ચારે બાજુએથી આંખ મીચીને જ આવતી હોય છે કુદરત કસોટી કરે છે ત્યારે નિર્દય બનીને જ કરતી હોય છે. આપત્તિઓ વચ્ચે સપડાયેલા આ ચવ્હાણ કુટુંબમા કુદરતે પણ એ દુઃખદ સંકટ ઊતાર્યું.

યશવંતરાવના જ્યેષ્ટ બન્ધુ જ્ઞાનોબા બિમારીનો ભોગ બન્યા. બિમારી પણ એટલી બધી વધી ગઈ હતી, કે એમણે ઓપરેશન કરાવવાની ફરજમા મૂકાવું પડયું.

જ્ઞાનોબાએ ઓપરેશન કરાવ્યું. પણ માણસ નિયતિ અને નિર્માણનો દાસ છે; તે કહેવત પ્રમાણે જ્ઞાનોબાનું જીવન બચી શકયું નહીં. એમના ઓચિંતા અવસાનથી કુટુંબ પર પહાડ તૂટી પડયા જેવી અસર થઈ.

કુટુંબના પુરુષવર્ગમાં સ્તંભ જેવા લેખાતા જ્ઞાનોબાના અવસાનથી શોકનું વાતાવરણ ઉપસ્થિત થયું.

યશવંતરાવને તેમના વડિલ બન્ધુનો મેળાપ પણ થયો નહીં. એ આઘાત એમને અસહ્ય લાગ્યો. તેમના જીવનમા તે સમયનું દુઃખદ ચિત્ર વરસો સુધી ન ભૂંસાય તેવું હતું.

માતાના હૈયામા તો વજ્રાઘાત થયો. આ માટે પુત્રના મૃત્યુસમું દુઃખ બીજું કોઈ નથી. આવા ભયાનક સંકટો અને આઘાતો વચ્ચે યશવંતરાવનાં માતાજી સહિષ્ણુતાનાં ઉપાસક બન્યા. વીરની માતા બીજી કઈ શક્તિની આરાધના કરે !

મહા આપત્તિ કાળે યશવંતરાવના માતાજી નાનાઓને ધીરજ આપવા લાગ્યાં.

યશવંતરાવના દિલમાં એક ડાઘ રહી ગયો છે. પોતાના વડિલ બન્ધુ જ્ઞાનોબાને પોતાની ઉન્નત સ્થિતિ તે બતાવી શકયા નહીં. વડિલ બન્ધુની સેવા જેવી તે કરવા ચાહતા હતા તેવી કરી શકયા નહીં.

## [૮] બંધુ સામે સિદ્ધાંત યુદ્ધ

**યશવંતરાવ** પોતાના વડિલ બંધુઓ તરફ અનન્ય પ્રેમ ધરાવતા હતા. જ્ઞાનોબા અને ગણપતરાવ એમના અંતઃકરણમા જડાઈ ગયેલા ભ્રાતૃમંદિર હતા

૧૯૩૮ની સાલનો કરાડનો ઐતિહાસિક બનાવ નોંધને પાત્ર છે.

ગણપતરાવ કરાડની મ્યુનિસિપાલિટિની ચૂંટણીમા ઊભા રહ્યા હતા એમની ઉમેદવારીનો વિરોધ કરવાની ફરજ યશવંતરાવે બજાવવી પડી એ સમયે બંને ભાઈઓ વચ્ચે સૈદ્ધાંતિક દ્વંદ્વ ઉપસ્થિત થયુ હતુ સ્નેહભર્યા ભ્રાતૃત્વ વચ્ચે ઊભું થયેલુ દ્વંદ્વ રસમય બન્યુ આવા દ્વંદ્વ પુરાણકાળમા, જૂના ઇતિહાસમા ને આધુનિક સંક્રાન્તિ સમયમા પણ નોંધાયા છે

કેટલાકને આ દ્વંદ્વ મજાક લાગ્યુ, કેટલાકને વાર્તાતત્ત્વ ઉપસ્થિત કરનારુ વસ્તુવિધાન લાગ્યુ અને બાકીનાઓને સનસનાટીનુ અદ્‌ભુત પ્રકરણ લાગ્યુ

અનેક જિજ્ઞાસાઓ વચ્ચે ચૂંટણીજંગ શરૂ થયો. યશવંતરાવે ગણપતરાવની વિરુદ્ધ સજ્જડ પ્રચાર શરૂ કર્યો અને એમને પરાસ્ત કર્યો

કેવો સુંદર સંગ્રામ!

## [૯] સાવરકરની મુલાકાત

**બૅરીસ્ટર** વિનાયક સાવરકરનું નામ ક્રાંતિકારીઓમાં મશહુર છે એક એ યુગ હતો કે ભારતના ચારપાંચ દેશભક્તોમાં એમનું નામ પણ મહત્ત્વનું લેખાતું.

સાવરકરે લખેલું 'માઝી જન્મઠેપ' (મારી જન્મટીપ) નામનું પુસ્તક મરાઠી ભાષામાં લખાયેલાં ક્રાંતિપ્રવર્તક પુસ્તકોમાંનું એક લેખાય છે એ પુસ્તકમાં દર્શાવાયેલા સાવરકરના વિચારોએ યશવંતરાવના મનમાં એમના પ્રત્યે અનન્ય માનની લાગણી ઉત્પન્ન કરી હતી. યશવંતરાવ એમને મળવા ઉત્સુક થયા હતા. એક દિવસે ગોવિંદરાવ દેવની સાથે કરાડથી પગે ચાલીને તે રત્નાગીરી ગયા. સાવરકરની જન્મભૂમિ એ જ ગામ. લોકમાન્ય ટિળકની જન્મભૂમિ પણ એ જ ગામ.

રત્નાગીરી કોંકણમાં આવેલું છે. એનો પુરાણો કિલ્લો એ ગામની ઐતિહાસિકતાની સાથી આજે પણ આપી રહ્યો છે. હિન્દુસ્તાનમાં એ ગામની હાફુસ કેરી શ્રેષ્ટ મણાય છે.

દેવની સાથે પેદલ મુસાફરી કરતા ચન્દ્રાણ જ્યારે આગન્તુને ત્યાં પહોંચ્યા ત્યારે સાવકર ગંઠ્ઠો બેઠી રહ્યા હતા. આગન્તુકોને મુલાકાત આપતાં યશવંતરાવ સાથે સાવકરે વાતચીત શરૂ કરી. વાર્તાલાપ ચાલી રહ્યો હતો ત્યાં એક આકસ્મિક ઘટના બનવા પામી.

બહારથી બૂમો સંભળાવા લાગી : ' ક્રાંતિકારી ભગતસિંહને ફાંસીની શિક્ષા થઈ.' આ બૂમો સાવરકરને ગમી નહીં. બૂમોમાં રહેલા એકાદબે શબ્દો પણ એમને અરુચીકર જણાયા. એમણે એ ઘટનાનો ઉપહાસ કરતાં કહેવા માંડ્યું :

' હું બોટમાંથી કૂદીને આંતરરાષ્ટ્રિય કાયદાનો ભંગ કરનારો પહેલવહેલો કાયદાભંજક. મેં જેવી ક્રાંતિ જગાડી છે, એવી ક્રાંતિ જગાડનારો ક્રાંતિવીર જન્મે ત્યારે ખરો. પણ મારા જેવાની એ દેશભક્તિ તરફ દુર્લક્ષ કરી સાધારણ કામ કરનારાઓ પ્રત્યે લક્ષ દેનારાઓ વધી પડ્યા છે. લોકોનો એ વર્ગ સાચા હીરાનું મૂલ્ય સમજતો જ નથી '

આવા પ્રકારના ગર્વિષ્ઠ શબ્દો સાવરકરના મુખેથી સરી પડ્યા.

સાવરકરની રાષ્ટ્રસેવા ઓછી નથી પણ જેણે રાષ્ટ્રસેવા પાછળ પોતાના જીવનને વહેતું મૂકી દીધું હોય, તેવી વ્યક્તિઓમાં તેનો દૂપ પ્રવેશે કે ગર્વ પ્રવેશે ત્યારે તેના પ્રત્યેનું માન સહજપણે જ ઘટી જાય છે

યશવંતરાવ તો સાવરકરના અભિમાની શબ્દો સાંભળીને ત્યાંથી જતા જ રહ્યા. ભગતસિંહે આપેલી કુરબાનીનું ખરું મૂલ્યાંકન જેણે કરવું જોઈએ, એ જ્યારે આવું મિથ્યાભિમાન પ્રકટ કરે ત્યારે તેની પાસેથી માર્ગદર્શન પણ શું મેળવવું રહ્યું ?

યશવંતરાવના હૃદયમાં જગતના કોઈ પણ ક્ષેત્રના કોઈ પણ ક્રાંતિવીર પ્રત્યે અપૂર્વ સદ્‌ભાવ છે જે રાષ્ટ્રવિભૂતિ એના જેવી જ આહલેક જગાડવા માટે પ્રાણાર્પણ કરવા સુધી પહોંચી ગઈ, તેનો ઉપહાસ તો બ્રિટિશ રાજનીતિજ્ઞોએ પણ કર્યો હશે કે કેમ, એ શંકાસ્પદ છે

## [૧૦] બેતાલીશની ક્રાંતિનો સિતારો

**સને** ૧૯૪૨માં મુંબઈ ખાતે ભારતીય કોંગ્રેસનું અધિવેશન મળ્યું હતું એ અધિવેશને સ્વાતંત્ર્ય માટે અજબ હિમ્મતભરી ઘોષણા કરી હતી એ ઘોષણામાં બ્રિટિશ રાજકર્તાઓને 'ચલે જાવ'ની ચેતવણી અપાઈ હતી એ ચેતવણી કોંગ્રેસનો ઠરાવ બની પસાર થઈ કે તરત જ બ્રિટિશ સરકાર કોંગ્રેસની વર્કીંગ કમિટિના એકે એક સભાસદને અટકમાં લીધો હતો કોંગ્રેસના આગેવાન કાર્યકરો પકડાવાથી લોકોમાં રોષની લાગણી પ્રસરી ગઈ હતી એ લાગણી પાછળ જુદી જુદી સમજણો પણ તાકાત મચાવી રહી હતી

કેટલાય કહેતા હતા કે ગાંધી અને નહેરૂએ પ્રજાજોગ નિવેદન કર્યું છે એ લોકોએ જણાવ્યું છે, કે પ્રત્યેક ભારતવાસીએ ભારતવર્ષને સ્વતંત્ર માની લેવાનો છે કેટલાકનું માનવું એ હતું કે લોકોએ તેમનાથી બની શકે તે ઉપાયે બ્રિટિશરોને હાંકી મૂકવાના છે

મુંબઈના સમાચાર જાણવાની બધાને ઉત્સુકતા હતી થોડાક સ્વતંત્રતાઘેલા વિદ્યાર્થીઓ તો શું કરવું ને શું ન કરવું એની વિચારણા માટે હરીભાઉ લાડને ત્યાં ભેગા થયા અહીં એ કહેવાની ખાસ જરૂર છે, કે કોંગ્રેસની વર્કીંગ કમિટિના સભાસદોને બ્રિટિશ સરકારે પકડી લીધા પછી બીજા દિવસે હિન્દુસ્તાનમાં પ્રત્યે ગામે 'ચલે જાવ' અને 'કરેંગે યા મરેંગે'ના સૂર ગાજતા થયા હતા

હડતાળો પાડવા માંડી હતી. પ્રાથમિક શાળાથી માંડીને કૉલેજના વિદ્યાર્થીઓ સુદ્ધાં બહાર પડ્યા હતા. હડતાળનાં રૂપ શાંતિ છતાં ઉગ્ર બન્યાં હતાં.

કરાડમાં તો વિદ્યાર્થીઓએ આઝાદી પ્રત્યેની તેમની પ્રીતિને ચમકાવી મૂકી હતી. 'ઑગસ્ટની ૯મી તારીખની રાતે યશવંતરાવ આવવાના છે. પોલીસે એમના આગમનની ખબર મેળવી છે. પોલીસ એમને કરાડના સ્ટેશને ઊતરતાં જ પકડી લેવાની છે.'

–આવી અફવાઓ ફેલાઈ રહી હતી. તે દિવસ સુધી રાષ્ટ્રીય ચળવળે ભૂગર્ભવાસ કર્યો ન હતો. એથી પોલીસ પણ એમ સમજતી હતી કે રાતની ગાડીમાં યશવંતરાવ આવશે જ એ સમજણથી પોલીસની સ્ટેશને હાજરી હતી. કરાડનો એક વિદ્યાર્થી–સમુદાય યશવંતરાવનું સ્વાગત કરવા સ્ટેશને હાજર થયો હતો.

મુંબઈમાં થયેલા ગોળીબારની માહિતી મળી. એ માહિતીએ વિદ્યાર્થીઓનાં જિગરમાં જોમ વધાર્યું. વિદ્યાર્થીઓ સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર થયા. આ દૈવી તત્પરતાની ઉપસ્થિતિ પાછળ રોઢ–બે કલાકથી વધારે સમય સુધી ચર્ચા થઈ.

એક ગાડી ગઈ, ને બીજી પણ આવીને ઊપડી ગઈ. ગાડીઓમાંથી નીચે ઊતરતા પ્રવાસીઓની વિદ્યાર્થીઓ ઉત્સુકતાથી નિરીક્ષા કરતા હતા છેલ્લી ગાડી આવી પણ નિરાશા! વિદ્યાર્થી–સમુહમા પ્રવર્ત્યું એથી પણ વધારે નિરાશાજનક વાતાવરણ પોલીસના માણસોમાં ફેલાઈ ગયું.

વિદ્યાર્થીઓ યશવંતરાવના માર્ગદર્શન માટે જ ઉત્સુક હતા, પણ હવે ઉપાય શો! તેમના હૃદયમા યશવંતરાવ માટે અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થઈ હતી.

૧૯૩૦ની સાલમા યશવંતરાવે જગાડેલી ક્રાંતિ વિદ્યાર્થીઓના હૃદયમા રમી રહી હતી. એ સમય વીત્યાને બાર–બાર વરસ થવા આવ્યાં હતાં.

બાર વરસ પૂર્વેની ભાવનામાં અને અત્યારની ભાવનામાં ફેર પડ્યો ન હતો, બલ્કે એમાં વૃદ્ધિ થઈ હતી. કરાડ અને સતારાના વિદ્યાર્થીઓ ઉપરાંત તે જોરીલા સમુદાયમાં લગભગ સમસ્ત મહારાષ્ટ્રનો વિદ્યાર્થી સમુદાય પણ ઉમેરાયો હતો. આ પ્રમાણે યશવંતરાવ સમસ્ત મહારાષ્ટ્રના વિદ્યાર્થીઓના હૈયામાં વસી ચૂક્યા હતા.

તે દિવસ વીતી ગયો. વધાનના બીજા પાંચ દિવસ પણ પસાર થઈ ગયા. નવો પ્રવાહ શરૂ થવા લાગ્યો, ને એચિંતી એક અદ્‌ભુત વ્યક્તિ કરાડના વિદ્યાર્થીઓ–સમીપ પ્રકટ થઈ.

અદ્‌ભુત વ્યક્તિના પ્રાકટ્ય વખતે વિદ્યાર્થીઓની સભા ભરાઈ હતી. એ સભા વિશાળ ન હતી. નાની હતી અને ખાનગી હતી.

એ પ્રકટ થનારી વ્યક્તિ એટલે યશવંતરાવ ચવ્હાણ!

અચાનક યશવંતરાવને જોઈને સૌ વિસ્મય પામ્યા. તેમના વિસ્મયનું સમાધાન કરતા યશવંતરાવે કહ્યું: 'આ વખતે આપણે બ્રિટિશ સરકારના કેદખાના ભરવાના નથી. કરુ અગર તો મરુ.' આ જ માર્ગ અખત્યાર કરવાનો છે અને એ માર્ગે જવાની જેની સંપૂર્ણ તૈયારી હોય તેણે પોતાના માતાપિતાનો, સ્વજનોનો અને મોહમાયા વગેરેનો ત્યાગ કરવાનો છે. આવી જેની તૈયારી હોય તે જ આ સમ ક્ષેત્રે પગ મૂકે.'

યશવંતરાવે સમરાંગણની મર્યાદા કહ્યા પછી પણ પંદર હજારની વસ્તીવાળા કરાડના વિદ્યાધામોમાં શિક્ષણ લેતા ૪૦ થી ૪૫ જેટલા વિદ્યાર્થીઓએ છાતી ઠોકીને મૃત્યુકુંડમાં ઝંપલાવવાની ઇચ્છા વ્યક્ત કરી.

હડતાળ પડાવવામાં સર્વસ્વની કુરબાની કરવાની જરૂર પડતી નથી. તેમજ ચળવળના બીજા ઘણા કાર્યોમાં પણ મૃત્યુને ભેટવાનો સંકલ્પ કરવો પડતો નથી. આકસ્મિક બની જવા પામે તે બનાવને તો અપવાદ કહેવાય. પણ યશવંતરાવે સ્પષ્ટીકરણ અગાઉની જે દૃષ્ટિ

પ્રસ્તાવના કરી હતી તેમાં તો સીધી-સાદી મરી ફીટવાની જ વાત હતી. છતાં કરાડના ૪૦ થી ૪૫ જેટલા વિદ્યાર્થીઓએ મૃત્યુને ભેટવા સુધીની નિઃસ્પૃહ ઉત્સુકતા વ્યક્ત કરી.

સતારા અને બીજાં શહેરોમાં કરાડ જેવું ચળવળનું જોમ ન હતું. ભૂગર્ભ પ્રવૃત્તિની ચળવળની આગેવાની કોને સોંપવી, એ પ્રશ્નના જવાબમાં એકી સાથે યશવંતરાવનું જ નામ બોલાયું, યશવંતરાવે તે Dictatorship (નેતૃત્વ) સ્વીકારવાની આનાકાની કરી નહીં.

એમની આગેવાની હેઠળ મરણીયા વિદ્યાર્થીઓ જિલ્લામાં 'બુલેટીન' વહેંચતા. સંદેશાઓની લેવડદેવડ કરતા. પ્રચાર-કાર્ય કરતા. જ્યાં મોરચા ઊભા કરવામાં આવ્યા હોય ત્યાં મોખરે ઊભા રહેતા. ઉન્મત્ત બનેલા ચળવળકારીઓ સરકારી કચેરીઓ, સ્ટેશનો, ટપાલ-તાર વગેરે પર આક્રમણો કરતા. એમને એવા સંજોગો પણ મળી જતા.

જિલ્લામાં પાટણ, કરાડ, તાસગાંવ વગેરે કચેરીઓ પર યશવંતરાવે જ સંગઠિત કરેલા મોરચા ઊભા થયા હતા. એ મોરચાના માર્ગદર્શક પણ લગભગ તે પોતે જ રહ્યા હતા.

મુંબઈ ગરાઓમાંના જેઓ ૧૯૪૨ની ક્રાંતિકારી લડત અનુભવી ચૂક્યા છે-જોઈ ચૂક્યા છે, તેમની યાદદાસ્તામાં તે સમયનું યશવંતરાવ નામ હજી પણ જીવંત છે.

એ સમયે મુંબઈમાં અને બીજા શહેરોમાં યશવંતરાવ ઉપરાંત નાના પાટીલ, કિસનવીર, પાંડુમાસ્તર, બાબુરાવ ચરણકર વગેરે નામો પણ ચોંકાવનારાં ગણાતાં હતા.

આ ચોંકાવનારી વ્યક્તિઓમાની કોઈ પણ એક વ્યકિત દીઠ એક હજાર રૂપિઆનુ ઇનામ બહાર પડયું હતું.

યશવંતરાવને પકડવા માટે પોલીસે જેટલા રસ્તા લેવાય તેટલા લીધા હતા એમના નેતૃત્વ નીચેની ભૂગર્ભ પ્રવૃત્તિએ સનસનાટી મચાવી મૂકી હતી એમને પકડવા માટે પણ એક હજારનું ઇનામ પરદેશી સરકારે જાહેર કર્યું હતું.

સતારા જિલ્લામાં જે ક્રાંતિ થઈ હતી, તેવી ક્રાંતિ અન્યત્ર થઈ નથી એમ કહેવાય છે. મુંબઈ અને તેની આજુબાજુના વિસ્તારમાં વસતા લોકો યશવંતરાવે ગજાવેલી એ ક્રાંતિને ક્રાંતિનું તવારીખનું અદ્ભુત પાનું કહે છે

[૧૧]

# કેદ પકડાયા

તાર-ટપાલની કચેરીઓનો નાશ કરનારી, અને પગ-પરદેશી સત્તાને પકડી બેઠેલા સ્વદેશી રાજકર્મચારીઓની સાન ઠેકાણે લાવવાની સક્રિય હાક વગાડનારી ઉદ્દામ પ્રવૃત્તિનુ નેતૃત્વ લેનારા યશવંતરાવ કેવા સંજોગોમા પકડાઇ ગયા, તે કહેવા અગાઉ સુકોમળ વૃત્તિના અને એવી જ હિમ્મતના સાક્ષર સમુદાયનો એક વર્ગ નવાઈ પામતો હતો, કે આવાં જીવનાં જોખમ ખેડનારી પ્રવૃત્તિઓની આગેવાની લેનાર તો લશ્કરી માનવી લેખાય પણ એ કેવળ લશ્કરી પણ માનવી નથી પણ સાથે સાથે એમનામા મુત્સદ્દીગીરી પણ છે.

૧૯૪૨ની સાલમાં ઓગસ્ટની ૯મી તારીખે યશવંતરાવે ભૂગર્ભ યુદ્ધનું સેનાપતિપદ સંભાળી લીધું. એ પગલું કેવળ આવેશભર્યું ન હતુ. એની પાછળ એમણે અનેક વિચારો કર્યા હતા.

એ સમયે માર્ગદર્શન માટે એમનુ વાચન ચાલુ જ હતું. જુદા જુદા દેશની આઝાદીની ચળવળનો એ અભ્યાસ કરતા હતા કઈ ચળવળ દેશને વધારે અનુકૂળ થઈ પડશે, એ બાબતનો તે વિચાર કરતા. એ અભ્યાસ માટે એમણે Guerrilla Warfare (ગુરીલા વૉરફેઅર) અને એ જ પદ્ધતિના કેટલાંક પુસ્તકો પણ પ્રાપ્ત કર્યા.

આ સમય અગાઉ પણ માત્ર રાજકારણના ને ક્રાંતિનાં પુસ્તકો જ તે વાંચતા એમ ન હતું. વાર્તા, નવલકથા, નાટક અને કાવ્ય-

સહિતના પુસ્તકો સુદ્ધા તે વાચતા અને તે પણ મરાઠી ભાષામા લખાયેલા

અંગ્રેજી ભણેલો આપણો એક વર્ગ પોતાની માતૃભાષામા લખાયેલા પુસ્તકો વાચવા પ્રત્યે સદાય ઉદાસીનતા સેવતો રહ્યો છે યશવંતરાવના સબંધે ઉલટુ જાણવા મળે છે એ પોતે મરાઠીમા લખાયેલા પુસ્તકો તરફ પ્રથમ પસંદગી ઊતારતા

બુદ્ધિની કસોટી પરથી પસાર થઈ જાય, એ વસ્તુને યોગ્ય કહેવી જરૂરી છે પણ અનુભવના એરણ પરથી વસ્તુને તે વધારે યોગ્ય કહે છે

યશવંતરાવ માત્ર વિધ્વંસક ચળવળના સેનાપતિ જ છે, એવી સુકોમળ વૃત્તિના સાક્ષરોની એક જમાતની માન્યતા અનેક બનાવોમા ખાસ નિવડી છે એ Well read, (અચ્છા વાચક) ચિંતક હોવા ઉપરાંત સન્માર્ગના શોધક પણ છે

રાજકારણમા ત્રાસ અને સહિષ્ણુતા પ્રત્યે કટાક્ષો દાખવવામા આવતો ત્યારે હસીને તે કહેતા, 'ત્રાસ અને સહિષ્ણુતાથી જ્યારે મને કંટાળો આવશે ત્યારે હુ રવિબાબુના શાંતિ નિકેતન જેવુ ગુરુકૂળ સ્થાપીને તેમા રાજકારણ અને તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓ તૈયાર કરીશ'

એમના આપત્તિ કાળે એમને રાજકારણમાથી હટાવવાના અનેકવિધ પ્રયત્નો થતા હતા પણ એ બધા પ્રયત્નોને તેમણે ઠંડે કલેજે હસી કાઢયા હતા પ્રતિસ્પર્ધી વિચારોને હસી કાઢવા અગાઉ તેની બન્ને બાજુઓનુ અવલોકન તે કરી લેતા

૪૨ની ચળવળની એમની ભૂગર્ભ પ્રવૃત્તિને એમણે જરા પણ પીછેહઠ કરાવી ન હતી એમણે ખેડેલી ભૂગર્ભ પ્રવૃત્તિએ આખા સતારા જિલ્લાને યશસ્વી બનાવી મૂકયો એ ચળવળે કોંગ્રેસને અગ્નિપરીક્ષામાથી પસાર થયેલા કેટલાય વીરતરુણોની ભેટ આપી એમની

ક્રાંતિકારી ચળવળ પછી સતારા જિલ્લામા કોંગ્રેસનુ સંગઠન–બળ કેટલુ પ્રાણવાન છે તેનો સાક્ષાત્કાર થયો.

એપ્રીલની ૨૧મી તારીખ એમના જીવનનો એક હૃદયદ્રાવક તમક્કો છે.

એમનાં ધર્મપત્ની વેણુતાઈ ફલટણમાં હતાં. બિમારીએ તેમને ઘેરી લીધાં હતા યશવંતરાવનુ મિલન એ સમયે કેટલુ આવશ્યક હશે ?

વેણુતાઈની સ્થિતિ જાણનારાં પ્રભુને પ્રાર્થના કરતાં હતા કે, 'યશવતરાવનુ આગમન અત્યંત આવશ્યક છે' અને જાણે તેમની પ્રાર્થના પ્રભુએ સ્વીકારી હોય તેમ યશવતરાવ અણધાર્યા ત્યાં જઈ પહોચ્યા

પોલીસના અધિકારીઓની કલ્પના હતી, કે પત્નીની માદગી વખતે યશવંત ગમે ત્યાથી આવવાના જ. અને તેમની તે કલ્પના સત્ય નિવડી તેમને સમાચાર મળ્યા કે, 'યશવંત આવી રહ્યા છે' ને બાજ–પક્ષીની પેઠે ત્રાટકીને બેઠેલા અધિકારીઓએ માદગીને બિછાને પડેલા ગૃહદેવીને મળવા આવતા યશવતરાવને ઝડપી લીધા.

## આફતની જ્વાળાઓ વચ્ચે

દેશભરમાં ગતિમાન થયેલું ક્રાંતિનું મોજું શાંત પડ્યું. યશવંતરાવ જેલમાંથી છૂટ્યા. વાતાવરણ પરિવર્તન પામ્યું. ૧૯૪૬ની ચૂંટણીમાં યશવંતરાવ વિજેતા નિવડ્યા. આ સમયે એમની કૌટુંબીક સ્થિતિમાં આર્થિક ઉન્નતિના અંશ પ્રકટ થતા હતા અને સ્વરાજ્ય પ્રાપ્તિ પછીના દિવસો આઝાદીના હર્ષમાં પસાર થતા હતા.

એ અરસામાં ગણપતરાવે પણ કરાડમાં વેપાર-ધંધો સારી રીતે જમાવ્યો હતો. કરાડની મ્યુનિસિપલ ચૂંટણીમાં વિજેતા નિવડી તે તેના સભ્ય બન્યા હતા અને હવે તો તે પ્રમુખ થયા હતા

યશવંતરાવનાં પત્નીને હજી પણ ક્યારેક ક્યારેક ફિટ આવતી હતી. અગાઉના કારાવાસની અસર એમના મન પરથી ભૂંસાઈ ન હતી એ અસરને કારણે તેમને ઘણીવાર બિમારી ઘેરી લેતી હતી. સારા સારા ડાક્ટરોની સારવાર લેવામાં આવતી હોવા છતાં, ઓચિંતા ઊઠીને યશવંતરાવને ઘેર જવાની ફરજમાં મૂકાવું પડતું હતું.

તે સમયે અચાનક ગણપતરાવની તબીયત લથડી ક્ષયની બિમારીએ એમને ઘેરી લીધા આવા સમયમાં પણ તે પોતાના વેપાર-ઉદ્યોગમાં ધ્યાન આપતા હતા. ક્ષયની બિમારીમાં આજે અસ્તિત્વમાં આવ્યા છે, તેવા સાધનો તે સમયે વિપુલ પ્રમાણમાં ન હતાં.

આ રાજરોગના દર્દીને હમેશા સાવચેત રહેવું પડે છે. ખર્ચાળ સાધનો હોવા છતાં, દર્દીને સારુ જ થાય છે એમ નથી. ગણપતરાવને લાગુ પડેલા રોગને નિવારવા માટે અનેક પ્રકારના ઇલાજો લેવાયા, છતા રોગ કાબૂમા ન આવ્યો ૧૯૪૮મા તેમનું અવસાન થયું.

આ આઘાત ઉપરાંત તેમના એક મિત્ર કે. ડી. પાટીલનું ખૂન થઈ ગયું એ બીજો આઘાત થયો બધુ ગણપતરાવના જવાથી કુટુંબનો બધો ભાર યશવંતરાવ પર આવી પડ્યો.

ક્ષય રોગ જ્યા ઘૂસે છે ત્યા સર્વત્ર ફેલાય છે. ગણપતરાવની સેવા કરવામા રોકાયેલા વેણુતાઈ પણ એ રોગનો ભોગ બન્યા. એમનુ શરીર રક્તવિહોણુ બની ગયું છેલ્લામા છેલ્લા સાધનોથી ઉપચાર કરવામા આવ્યા અને છ મહિના દરમિયાન આશા સ્થિર થઈ કે એ બચી જશે, ને એ બચી પણ ગયા

પરંતુ ક્ષય એ ઘરમા ઘૂસ્યો હતો તેણે ગણપતરાવના પત્નીનો ભોગ લીધો. અનેક પ્રકારના ઉપચારો કરવા છતા મૃત્યુને રોકી શકાયું નહી

જ્ઞાનોબા, ગણપતરાવ અને ગણપતરાવના પત્ની; આ પ્રમાણે ત્રણ-ત્રણ છત્રો ચાલ્યા જવાથી યશવંતરાવને શતકારનો આભાસ થયો તેમણે પોતાના બંધુના બાળક-બાલિકાઓને એટલી મમતાથી પોષવા માંડ્યા, કે તેમને તેમના માતાપિતાની ખોટ-યાદ સાલવા દીધી નહી.

યશવંતરાવના એ પાંચ-સાત વરસ એવા દુઃખના ગયા કે, 'એવાં કષ્ટો ભગવાન દુશ્મનોને પણ ન આપજો, એવી પ્રાર્થના તે કરતા રહે છે.' તેમના હૃદયમા પોતાના બંધુ પ્રત્યે એટલી બધી લાગણી હતી કે તેમણે ગણપતરાવના ઘરને સ્મૃતિ-મંદિર બનાવી દીધું.

ગણપતરાવે પોતાનું ઘર જાતમહેનતથી બાંધ્યું હતું. શુક્રવાર પેઠમાં એ ઘર બન્ધુત્વ પ્રેમની છાયારૂપે મૂર્તિમંત છે. યશવંતરાવ સૌ કહેતા હોય છે, કે એ બંધુના બંધુત્વને હું કદિ પણ વિસરનાર નથી. પોતે વિશાળ મુંબઇ રાજ્યના સચિવાધ્યક્ષનું સ્થાન પામ્યા તે બદલ તે પોતાને જનતાના ઋણી માને છે.

બચપણથી અત્યાર સુધીમા એમને અનેકથી મૈત્રી થઈ છે. જેની જેની સાથે એમની મૈત્રી થઈ છે, તેની તેની સાથેની મૈત્રી અતૂટ રહી છે મિત્રોને સમજવાની એમનામાં મહાન શક્તિ છે. આ સત્યનો મને જાત-અનુભવ છે.

૧૯૪૭ની સાલમા તેમના મિત્ર કે. ડી. પાટીલ પર વાળવે તાલુકામાં અને તે બાદ સારાયે મહારાષ્ટ્રમા વ્યક્તિ વિરોધી હિત સંબંધી લોકોએ માજી અમલદાર ચંદુ પાટીલ ઉર્ફે કારભારીના ખૂનનો આરોપ મૂક્યો, ને ભારે કોલાહલ મચાવ્યો. એ કેસમાં યશવંતરાવને પણ બદનામ કરવાના પદ્ધતિસર પ્રયત્નો કેટલાક લોકોએ કર્યો.

હકીકત એ હતી કે કારભારી પ્રત્યેનો યશવંતરાવના મનમાં માન હતું, ને કારભારી પણ યશવંતરાવ પ્રત્યે અપૂર્વ સ્નેહ ધરાવતા હતા. પણ સંજોગોવશાત્ ગામમાં ભ્રષ્ટાચારનો નાશ કરે એવું વિ વહેતુ થયુ હતું કે ડી. પાટીલ તે જ ગામનો એક યુવાન આમદાર હતા. રાગદ્વેષનો ભોગ થનારાઓમાં કે. ડી. પાટીલનો જોમ સીનો હતો.

કે. ડી. પાટીલે આ કાવતરાનની વાત પોતાના મિત્ર યશવંતરાવને મિત્રભાવે જણાવતાં કહ્યું હતું કે, 'લોકોનો એક વર્ગ મારા પર કારભારીના ખૂનનો ખોટો આરોપ ચઢાવી રહ્યો છે.'

ઉપરાંત મહારાષ્ટ્રમાં માજન મનાતા વર્ગમાના કેટલાક લોકોએ કારભારીના ખૂનમાં યશવંતરાવનો પણ હાથ હોવાથી આહૂત એ કેસરી હતી. એ સમયના વર્તમાનપત્રોમા આગેવો નક્ક સક્ષ આપવાથી

એ પણ સ્પષ્ટ જણાઈ આવશે કે યશવંતરાવને નિષ્કારણ બદનામ કરવાના કેવા પ્રયત્નો થયા હતા!

એ વખતે યશવંતરાવને રાજકારણના ક્ષેત્રમાંથી ઉખાડી નાંખવાનો પ્રબંધ જ રચાયો હતો. કૉંગ્રેસ પાર્ટીના સભ્યોમાં પણ એમને અળખામણા કરવાના પ્રયાસો થયા હતા. આ ઝેરી પ્રચાર વાળવે તાલુકામાં ખૂબ પ્રમાણમાં વધી ગયો હતો. પરિણામ એ આવ્યું કે એ આંધળા પ્રચારે કે. ડી. પાટીલનું ખૂન કરાવી નાંખ્યું.

લોકો ઘણીવાર બાહોશ પ્રચારકોનાં હથિયાર બની જતા હોય છે. પરિણામે તેઓ નિર્દોષની હત્યા કરવાના મહાપાપ સુધી પહોંચી જાય છે. કે. ડી. પાટીલની હત્યા કરનારાઓએ પણ આવું જ મહાપાપ કર્યું હતું.

યશવંતરાવ અને કે. ડી. પાટીલ વચ્ચે કોલ્હાપુરની કૉલેજમાંથી મિત્રાચારી બંધાણી હતી. નિર્દોષ મિત્રનો વધ થઈ જવાથી યશવંતરાવને જબરજસ્ત આઘાત લાગ્યો હતો. કે. ડી. પાટીલનું ખૂન કરાવવામાં એક કોંગ્રેસનો હાથ છે, એ મતલબની માહિતી તેમને મળી હતી. એ કોંગ્રેસર જ પાટીલને કારભારીના ખૂની ઠરાવનારો પ્રચાર કરતા હતા, એ સમાચાર પણ તેમને મળ્યા હતા.

એ કોંગ્રેસ તરફ તેમણે ક્રોધ દર્શાવ્યો નહીં. કારણ કે સારામાઠાનો વિચાર કરીને જ પગલું ભરવાને તે ટેવાયેલા હતા.

તે સમયે જેધે અને મોરે જેવા આગેવાનો કોંગ્રેસમાંથી બહાર પડયા હતા. મહારાષ્ટ્રના કોઈ પણ વિભાગમાં કોંગ્રેસનું નાવ સ્થિર રહ્યું ન હતું. પોતે જે રાજકિય પક્ષના કાર્યકર છે, તે પક્ષ નબળો ન પડે એ એમની શુભ કામના હતી.

જે કોંગ્રેસ કાર્યકર સંબંધે તેમણે દુઃખજન્ય સમાચાર મેળવ્યા હતા, તે કોંગ્રેસ કાર્યકરની વિરુદ્ધમાં તેમણે કંઈ જ કર્યું નહીં—કંઈ જ કરવું તેમણે ઉચિત માન્યુ નહીં. એ સમય એવો હતો, કે કોંગ્રેસ

કાર્યકરની વિરુદ્ધ નમતુ કે સખળું—કોઈ પણ પ્રકારનુ પગતુ ભરવામા આવે તો કોગ્રેસ કાર્યકરો વચ્ચે મોટી ફાટફૂટ પડી જાય. એ ફાટફૂટ તે ઇચ્છતા ન હતા. કોંગ્રેસમા પ્રેમ અને સપ વધતો રહે તેવી તેમની શુભેચ્છા હતી એ કારણે મિત્રહત્યાનો બદલો લેવાનો વિચાર સરખો તેમણે કર્યો નહી.

એ કોંગ્રેસ કાર્યકર્તા દોષિત હતા કે નહીં, એ પ્રશ્ન નિરાળો હતો પણ યશવંતરાવની જગાએ બીજો કોઈ હોત તો તે કોગ્રેસ કાર્યકર્તાના વિરુદ્ધમા પ્રચાર કરવાનુ શરૂ કરી નાખત, ને એનુ પરિણામ વિનાશનું એક પ્રકરણ ખડુ કરત! પણ યશવંતરાવ બુદ્ધિશાળી હતા મહારાષ્ટ્રમા અસ્થિર થવા પામેલી કોંગ્રેસ પાર્ટી પર પોતાના કારણે ફટકો પડે, તેવુ પગતુ ભરવા તે તૈયાર ન હતા પક્ષ પ્રત્યેના આવી પવિત્ર નીતિ બહુ ઓછી વ્યક્તિઓના હૃદયમા હોય છે

## [૧૩] ધ્યેય પાલનની આજુબાજુનાં વાદળાં

**સને** ૧૯૪૬ની સાર્વત્રિક ચૂંટણી શરૂ થઈ.તેમાં યશવંતરાવ ચૂંટાઈ આવ્યા. તેમને ગૃહખાતાના પાર્લામેન્ટરી સેક્રેટરી બનાવવામા આવ્યા.

મને ચોક્કસ પાયે જાણવા મળ્યું છે કે '૪૨ની એમની સેવાઓ તરફ ધ્યાન આપી બાળા સાહેબ ખેરે એમને પ્રધાનમંડળમા લેવાની સૂચના કરી હતી. પણ સતારા જિલ્લાના અંતર્ગત વિરોધીઓએ બાળા સાહેબની સૂચના તરફ લક્ષ ન આપતા તપાસેની નિમણૂક કરાવી.

યશવંતરાવ બુદ્ધિશાળી અને શ્રમશીલ હતા, એ વાત તો તે સમયના તેમના પ્રતિસ્પર્ધીઓ પણ માનતા હતા. યશવંતરાવને પ્રધાનમંડળમા લેવાથી એમનું મહત્ત્વ બેહદ વધી જશે, એવો ભય તે લોકો સેવી રહ્યા હતા એ લોકોએ કદાચ માન્યું હશે કે યશવંતરાવને પ્રધાનમંડળમા બેસાડવામા નહીં આવે તો તે કોંગ્રેસની વિરુદ્ધમાં જશે. પણ તેમનો તે માન્યતા નિરર્થક નિવડી.

યશવંતરાવે પ્રધાનપદ માટે જ સેવાઓ કરી ન હતી, અને તે માટે તેમણે તૈયારી પણ રાખી ન હતી. એમણે અર્પણ કરેલા ભોગ પ્રધાનપદાથી બૂઝાઈ જાય તેવા સસ્તા ન હતા.

પાર્લામેન્ટરી સેક્રેટરી થયા ત્યારથી તેમના પર પક્ષસંઘટનની જવાબદારી વધવા લાગી. રાજકારોબારીની જવાબદારી પણ ઓછી ન હતી. પક્ષ અને સરકારનું ધોરણ પ્રજાને સમજાવવાની કામ-

ગીગીનો ભાર મોટા ભાગે પાર્લામેન્ટરી સેક્રેટરીએ ઉપાડવો પડતો હોય છે એ ભાર કોઈ પણ જાતની અરાજકતા વગર સરળતાથી પાર ઉતાર્યાની બીના સર્વજ્ઞાત છે.

એ બોજો અવકાશ મળવા ન દે તેવો હોય છે. છતા એ અમયુક્ત સમયમા પણ યશવંતરાવ વિશ્રાંતિ લેવાના હેતુથી પુસ્તક વાચનનો આનંદ લેતા. વાચન યોગ્ય પુસ્તકોની તે શોધખોળ કરતા અને દર મહિને ચોક્કસ પ્રમાણમાં ગ્રંથોની ખરીદી કરતા. કામના બોજવાળી અવસ્થામા પણ રાતે કલાકથી દોઢ કલાકનો સમય તે વાચવામા પસાર કરતા.

પાર્લામેન્ટરી સેક્રેટરી થયા પછી તો તે વધારે પડતા અંગ્રેજી પુસ્તકો જ વાચતા માત્ર રાજકારણના જ નહી, સાહિત્યનાં પણ વાચન પાઠગતા તેમના શોખ રહ્યા છે વાઙમયનો આનંદ, નાટ્યપ્રિય તત્ત્વજ્ઞાનના અભ્યાસ અને ગંભીર ભાર વચનાવવામા કર્યું નવુ પગલુ લેવુ તેનુ માર્ગદર્શન

બીજા દેશોમાં રાજકારોભાર કેવી રીતે ચલાવાય છે, તેના અભ્યાસ માટે તેમણે અનેક પુસ્તકો ખરીદ્યા છે.

સ્થાનિક સ્વરાજ્યના મંત્રી થયા તે વેળાએ યુરોપ-અમેરિકામા સ્થાનિક સ્વરાજ્યનો વિકાસ કેવી રીતે થયો, તેનુ રૂપ કેવુ છે અને આપણા રાજ્યમા કેવા સુધારા કરવા જોઈએ, તેનુ વાચન વધી જવા પામ્યું હતું

૧૯૫૦માં નાશિક ખાતે કોંગ્રેસનુ અધિવેશન ભરાયું હતુ. ભાઉસાહેબ હીરે સ્વાગતાધ્યક્ષ હતા અચાનક એમને વર્કિંગ કમિટિમા લઈ લેવાયા. પણ હીરે સ્વયંજ્યોત પ્રસારી શક્યા ન હતા હીરે થી નહેરૂની નિકટમા જઈને પણ દૂરના દૂર રહ્યા આ વાક્યનુ તારતમ્ય એ નથી કે હીરેને નહેરૂ પ્રત્યે પ્રેમ ન હતો

શ્રી નહેરૂની ગેરહાજરીમાં કોંગ્રેસની વર્કીંગ કમિટિએ આર. એસ એસ ને કોંગ્રેસ સભાસદત્વની છૂટ આપી તે વખતે નિર્ણયનો સારાયે દેશમાં ફક્ત બે કોંગ્રેસ કાર્યકર્તાઓએ વિરોધ ઉઠાવ્યો હતો. એ બેમાં એક હતા સંયુક્ત પ્રાંતના શ્રી. ગોવિંદ સહાય અને બીજા હતા યશવંતરાવ ચવ્હાણ !

નાશિકના કોંગ્રેસ અધિવેશ વખતે યશવંતરાવ મહાન નેતાઓથી દૂર હોવા છતાં નહેરૂના વિચારો અને એમના વિચારો વચ્ચે સામ્ય-સિદ્ધ થયું હતું. મહારાષ્ટ્રની દૃષ્ટિએ યશવંતરાવ ભાઉસાહેબ હીરેના નેતૃત્વ હેઠળ કામ કરતા હતા તે પ્રમાણે રાજકારભારની દૃષ્ટિએ એસેમ્બ્લીના પક્ષનેતા એટલે શ્રી. મોરારજી દેસાઈના વિશ્વાસ અને સહકાર્યથી ભક્તિ હતા. પરંતુ મોરારજી દેસાઈ અને યશવંતરાવની વિચારસરણીમાં ઘણો જ તફાવત હતો.

યશવંતરાવ નહેરૂના વિચારને સંમત થયા હતા, જ્યારે મોરારજી દેસાઈ ગાંધીજીના તત્ત્વજ્ઞાનનો વિશેષ આદર કરતા હતા. યશવંતરાવના રાજકિય વિચારો રાજકારણના જુદા જુદા સુક્ષ્મ અભ્યાસને કારણે સમાજવાદની ધરતી પર ઉપસ્થિત થયા છે, જ્યારે મોરારજી દેસાઈના વિચારો રાજકિય તત્ત્વજ્ઞાનના સુક્ષ્મ ચિંતનથી દૂર રહ્યા છે ભારતમાં વર્ષોથી વ્યાપક બનતો રહેલો શ્રદ્ધાવાદ મોરારજીભાઈને વધારે પ્રમાણમાં આકર્ષી શક્યો છે.

## [૧૪] વિરોધ વચ્ચે ધૈર્યશક્તિ

**શા**સન ચલાવનારાઓમાં પણ મોરારજી દેસાઈનું મહત્ત્વ જળવાતું રહ્યું છે. તેઓ તેમને ઉચ્ચ પ્રકારના શાસક તરીકે કબૂલે છે. એમના નિર્મળ રાજકારોબાર માટે એમના વિરોધીઓ પણ માન ધરાવે છે.

યશવંતરાવે મોરારજી દેસાઈના હાથ નીચે કામ કરી તેમનો વિશ્વાસ સંપાદન કર્યો છે. કાર્યક્ષમ દૃષ્ટિએ રાજકારોબાર ચલાવવાની એમની રીત વખાણવા જેવી હોવા છતાં એ રીતને હથિયાર બનાવનારા તરફથી યશવંતરાવ અને ભાઉસાહેબ હીરે વચ્ચે મતભેદ વધારવાના પ્રયત્નો થયા. શંકરરાવ દેવે કૉંગ્રેસના સભ્ય ન હોવા છતાં યશવંતરાવને કૉંગ્રેસમાંથી હાંકી મૂકવાની ગર્જના કરી. ભાઉસાહેબ સરળ મનના માનવી હોવાથી ચોક્કસ પ્રકારના આવેશનો ભોગ બન્યા.

અગાઉ 'કોયના' પ્રોજેક્ટ બાબતમાં ભાઉસાહેબ હીરે અને યશવંતરાવ વચ્ચે મતભેદ થશે કે કેમ? એવો ભય ઉપસ્થ થયો હતો. ભાઉસાહેબે 'સંપૂર્ણપણે કોયના પ્રોજેક્ટને મંજુર કરો, નહીં તો તમારી એ નહેર અમને નહીં જોઈએ.' એમ જણાવેલું, જ્યારે યશવંતરાવનું કહેવું હતું કે, 'જે મળે તે લઈ લેવું અને બાકી રહેલાની માગણી કરવી.'

આ વિષયમાં ભાઉસાહેબ તરફ યશવંતરાવ કેવળ એમને સાથ

દેવા ખાતર દઝાતા હતા પણ યશવંતરાવના પ્રત્યક્ષ પટ પર જ આખરે સહુએ આવવું પડ્યું.

પ્રાન્તના અધ્યક્ષસ્થાન માટે પણ ભાઉસાહેબ અને યશવંતરાવ વચ્ચે ઝઘડો ઊભો કરાવવાનો યત્ન થયો હતો, પણ યશવંતરાવે તે કુપ્રસંગને ટાળી નાખ્યો. આવા કેટલાયે પ્રસંગો વખતે ઊભી થયેલી ગેરસમજ તથા વિદ્રોહોત્પાદક ચિનગારીઓને યશવંતરાવે મચક મળવા દીધી નથી પણ ભાઉસાહેબનું નેતૃત્વ પરાવલંબી બનવા લાગ્યું. યશવંતરાવના સ્વતંત્ર તથા સ્વાવલંબી નેતૃત્વ બદલ ભાઉસાહેબના મનમાં વિરોધી ભાવના ઉપસ્થિત કરવાના દાવ ખેલાતા ગયા. ભાઉસાહેબ પણ તે ખેલાતા દાવ તરફ ઢળતા ગયા. આ માનસિક નબળાઈને કારણે ભાઉસાહેબની તાર્કિક અને તાત્વિક વિચારોની શક્તિ પણ કુંઠિત થતી ગઈ.

પોતાના પક્ષમાં મતભેદ પડે કે પક્ષમાં જ પ્રતિસ્પર્ધા વધે તે વખતે પક્ષ બહારની વ્યક્તિઓની મદદ લેવાનો યત્ન કરવો જોઈએ નહીં. પક્ષ બહારનો સહકાર લેવો, એનું જ નામ પક્ષને નબળો પાડવો.

આવો પ્રયાસ ભાઉસાહેબના હાથે થઈ ગયો.

કોંગ્રેસના ધોરણની અને એકસ પીની જુદી જુદી દિશા સંબંધે ચર્ચા કરવા માટે ભાઉસાહેબ, શંકરરાવ દેવ અને યશવંતરાવ આપસ-આપસમાં એકત્ર થયા. તેઓએ દરેકે દરેક બાબતની વિચારણા કરી પક્ષનું ધોરણ નક્કી કરવું અને નક્કી થયેલા ધોરણને વળગી રહેવું, આ પ્રમાણે નિર્ણય થયો.

શાંતપણે પ્રત્યેક પ્રશ્ન પર ચર્ચા થઈ હતી પણ ભાઉસાહેબે પોતાના પક્ષહિત માટે થયેલી ચર્ચામાં જે હકીકત રજૂ કરી તે અધૂરી અવસ્થામાં સતારા જિલ્લામાં શેતકરી કામગાર પક્ષના એક આમદારને જણાવી અને તેનો વિપર્યસ્ત પુનરુચ્ચાર તે આમદાર યશવંતરાવના ગામની કોંગ્રેસ પર કર્યો. ભાઉસાહેબે તે આમદારને

## [૧૪] વિરોધ વચ્ચે ધૈર્યશક્તિ

શાસન ચલાવનારાઓમાં પણ મોરારજી દેસાઈનું મહત્ત્વ જળવાતું રહ્યું છે. તેઓ તેમને ઉચ્ચ પ્રકારના શાસક તરીકે મૂલવે છે. એમના નિર્મળ રાજકારભાર માટે એમના વિરોધીઓ પણ માન ધરાવે છે.

યશવંતરાવે મોરારજી દેસાઈના હાથ નીચે કામ કરી તેમનો વિશ્વાસ સંપાદન કર્યો છે. કાર્યક્ષમ દૃષ્ટિએ રાજકારભાર ચલાવવાની એમની રીત વખાણવા જેવી હોવા છતાં એ રીતને હથિયાર બનાવનારા તરફથી યશવંતરાવ અને ભાઉસાહેબ હીરે વચ્ચે મતભેદ વધારવાના પ્રયત્નો થયા. શંકરરાવ દેવે કૉંગ્રેસના સભ્ય ન હોવા છતાં યશવંતરાવને કૉંગ્રેસમાંથી હાંકી મૂકવાની ગર્જના કરી. ભાઉસાહેબ સરળ મનના માનવી હોવાથી ચોક્કસ પ્રકારના આવેશનો ભોગ બન્યા.

અગાઉ 'કોયના' પ્રૉજેક્ટ બાબતમાં ભાઉસાહેબ હીરે અને યશવંતરાવ વચ્ચે મતભેદ થશે કે કેમ? એવો ભય ઉત્પન્ન થયો હતો. ભાઉસાહેબે 'સંપૂર્ણપણે કોયના પ્રૉજેક્ટને મંજુર કરો, નહીં તો તમારી એ નહેર અમને નહીં જોઈએ' એમ જણાવેલું જ્યારે યશવંતરાવનું કહેવું હતું કે, 'જે મળે તે લઈ લેવું અને બાકી રહેલાની માગણી કરવી.'

આ વિષયમાં ભાઉસાહેબ તરફ યશવંતરાવ કેવળ એમને સાથ

માનનારાઓમાં જેઓ સંયુક્ત મહારાષ્ટ્રની પ્રવૃત્તિ તરફ વળ્યા હતા, તેઓ પણ ધર્મસંકટમાં આવી પડયા હતા. એ વિકટતા ટાળવાનો માર્ગ યશવંતરાવે નક્કી કર્યો જ હતો. સંયુક્ત મહારાષ્ટ્ર પરિષદમાંથી રાજીનામું આપ્યા સિવાય છૂટકો નથી અને તે સિવાય કોંગ્રેસની વધતી જતી નબળાઇ આમળ વધતી અટકી શકવાની નથી, એ વિચારો એમના મનમાં ઘોળાવા લાગ્યા હતા.

સંયુક્ત મહારાષ્ટ્ર પરિષદમાં કોંગ્રેસ પક્ષના સોળ સભાસદો હતા. લાંબા સમય સુધી મસલત ચાલ્યા પછી એવું નક્કી કરવામાં આવ્યું કે એ પક્ષમાંથી કોંગ્રેસરોએ રાજીનામાં આપી હટી જવું. આ ઠરાવ બહુમતીથી પસાર થયો. યશવંતરાવે કોંગ્રેસને મહત્ત્વની માની પોતાનું રાજીનામું આપી દીધુ. પણ પરિણામે એ સ્પષ્ટ રીતે જણાઈ આવ્યું કે રાજીનામું આપનારા તે એકલા જ હતા.

આ સમયે અને આ પ્રસંગે ભાઉસાહેબ હીરેના નેતૃત્વની અને યશવંતરાવની કસોટી થવા માંડી. અંતે યશવંતરાવે પ્રાંતિકના ઠરાવ કરી બધાને રાજીનામાની ફરજમાં મૂકયા. દિલોજાનીથી કેટલાં રાજીનામા દેવાયાં હતા, તે તો એક પ્રશ્ન જ હતો.

અહીંથી યશવંતરાવ અને ભાઉસાહેબ હીરે વચ્ચે રાજકિય મતભેદ ન શમે તેવો જોશીલો બન્યો.

યશવંતરાવ કોંગ્રેસના ધ્યેયને તરછોડવા તત્પર ન હતા. તે માનતા હતા, કે ધ્યેયને દગો દેવાથી ગમે તેટલા લાભ થતા હોય તો પણ તે લાભને જતા કરવા, તે જ ઉચિત છે પોતે જે પક્ષને પોતાના અભ્યાસ–અનુભવના અંતે લોકોનું હિત કરનારો માન્યો હોય, એ પક્ષને સંગીન બનાવવો જરૂરી છે એમ પણ તે માનતા હતા. એ દિવસોથી હીરે અને યશવંતરાવના માર્ગ જુદા પડયા.

યશવંતરાવે તારવી લીધુ કે પોકળ નેતાગીરીથી કોગ્રેસ પક્ષ

અધુરી હકીકત જણાવતી વખતે એ પણ વિચાર્યું નહીં કે સહકાર્ય કર્તાને બદનામ કરનારા પ્રયત્નથી પોતે પોતાના જ પક્ષને બદનામ કરી રહ્યા છે.

સંયુક્ત મહારાષ્ટ્રનો પ્રશ્ન કેવા સ્વરૂપમાં અને ક્યાં અવતાર પામ્યો, તેની વિગત ઘણાખરા સારી રીતે જાણે છે.

મુંબઈ, પુના, સોલાપુર, કરાડ, કોલ્હાપુર કે મહારાષ્ટ્રના અન્ય ભાગમાં વરસોથી વસતા ગુજરાતીઓએ એ સમય અગાઉ સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળ સ્વપ્નમાં પણ જોઈ જ નહીં હોય.

યશવંતરાવ હરિની પીઠ પાછળ હતા. પણ તેમની આગેવાની આસપાસ સલાહ-સૂચના આપનારો વર્ગ એવા પ્રકારનો વધવા પામી ગયો હતો, કે યશવંતરાવે જણાવેલી એ પ્રશ્નની બ્યાજબી બાજુ તપાસવાની સ્થિતિમાં ભાઉસાહેબ રહ્યા નહીં. મૂળભૂત ધોરણના તથા તત્ત્વના સવાલ નિર્માણ થવાથી યશવંતરાવે આપેલી ભૂમિકા તેમનાથી છોડી શકવી મુશ્કેલ બની.

સંયુક્ત મહારાષ્ટ્રનો સવાલ રા. પુ. કમીશન આગળ રજૂ થાય ત્યાં સુધી સહકાર્ય કરવાનો પ્રશ્ન મુશ્કેલ નહોતો. પણ તે પછીના કાર્યનો સવાલ આવીને ઊભો રહ્યો તે વખતે બીજા પક્ષે થી કોંગ્રેસની પરિસ્થિતિ જુદી જ દેખાઈ

કોંગ્રેસ કેન્દ્રમા અને રાજ્યમા સરકાર હતી ત્યારે કોંગ્રેસ પક્ષ અને વિરોધ પક્ષની કાર્ય-પદ્ધતિમા મૂળભૂત આગે ઘણો જ તફાવત પડયો કોંગ્રેસે આ સવાલને આપસમાં ચર્ચા કરી લેવાના નિર્ણય પર છોડયો, ત્યારે વિરોધ પક્ષે તો આ પ્રશ્નને એક પ્રકારની લડાઈનું જ રૂપ આપવા માંડયું

એ સમય અતિ બારીક બની ચૂક્યો હતો કોંગ્રેસે પોતાનું ધ્યેય ન તૂટે તે જોવાનુ હતુ. કોંગ્રેસની વફાદારીને પક્ષની વફાદારી

માનનારાઓમા જેઓ સયુક્ત મહારાષ્ટ્રની પ્રવૃત્તિ તરફ વળ્યા હતા, તેઓ પણ ધર્મસકટમાં આવી પડયા હતા. એ વિકટતા ટાળવાનો માર્ગ યશવતરાવે નક્કી કર્યો જ હતો. સંયુક્ત મહારાષ્ટ્ર પરિષદમાથી રાજીનામુ આપ્યા સિવાય છૂટકો નથી અને તે સિવાય કોંગ્રેસની વધતી જતી નબળાઈ આગળ વધતી અટકી શકવાની નથી, એ વિચારો એમના મનમા ઘોળાવા લાગ્યા હતા.

સયુક્ત મહારાષ્ટ્ર પરિષદમાં કોંગ્રેસ પક્ષના સોળ સભાસદો હતા લાંબા સમય સુધી મસલત ચાલ્યા પછી એવું નક્કી કરવામાં આવ્યુ કે એ પક્ષમાથી કોંગ્રેસીઓએ રાજીનામા આપી હટી જવુ. આ ઠરાવ બહુમતીથી પસાર થયો. યશવંતરાવે કોંગ્રેસને મહત્ત્વની માની પોતાનુ રાજીનામું આપી દીધુ. પણ પરિણામે એ સ્પષ્ટ રીતે જણાઈ આવ્યુ કે રાજીનામું આપનારા તે એકલા જ હતા.

આ સમયે અને આ પ્રસગે ભાઉસાહેબ હીરેના નેતૃત્વની અને યશવંતરાવની કસોટી થવા માડી. અતે યશવંતરાવે પ્રાંતિકના ઠરાવ કરી બધાને રાજીનામાની ફરજમાં મૂકયા દિલોજાનીથી કેટલાં રાજીનામા દેવાયા હતા, તે તો એક પ્રશ્ન જ હતો'

અહીથી યશવંતરાવ અને ભાઉસાહેબ હીરે વચ્ચે રાજકિય મતભેદ ન શમે તેવો જોશીનો બન્યો

યશવતરાવ કોંગ્રેસના ધ્યેયને તરછોડવા તત્પર ન હતા તે માનતા હતા, કે ધ્યેયને દગો દેવાથી ગમે તેટલા લાભ થતા હોય તો પણ તે લાભને જતા કરવા, તે જ ઉચિત છે પોતે જે પક્ષને પોતાના અભ્યાસ-અનુભવના અતે લોકોનુ હિત કરનારો માન્યો હોય, એ પક્ષને સગીન બનાવવો જરૂરી છે એમ પણ તે માનતા હતા. એ દિવસોથી હીરે અને યશવતરાવના માર્ગ જુદા પડયા.

યશવતરાવે તારવી લીધુ કે પોકળ નેતાગીરીથી કોંગ્રેસ પક્ષ

ટકવો મુશ્કેલ છે. તે કારણે તેમણે પક્ષના નેતૃત્વને તથા પક્ષને સંગીન બનાવવાનો પ્રયાસ શરૂ કર્યો. કોંગ્રેસના સર્વ પ્રાંતિય અને સર્વજાતિય નેતાઓની દૃષ્ટિમાં તેમણે જાળવી રાખેલી કોંગ્રેસના ધ્યેય પ્રત્યેની વફાદારી ચમકી ઊઠી, ને નવા મુંબઈ રાજ્યના પક્ષના નેતા તરીકે ચૂંટાઈ આવ્યા. એમની પસંદગી કરનારાઓએ દીર્ઘ દૃષ્ટિ વાપરી છે, એમ કહેવું અતિશયોક્તિભર્યું નથી.

## [ ૧૫ ] ગાંધીજીના ખૂન વખતે શાંતિ

**જનતાને** ગાડી કહેનારાઓએ જનતાનો અનુભવ કર્યો જ હશે ! એક દિવસે જનતા એક સમુહની કે વ્યક્તિની જય-ઘોષણા ગજાવે છે, ને બીજા દિવસે એ જ સમુહની ને વ્યક્તિની નિંદા કરે છે. જનતાને આવા માર્ગે લઈ જનારી જનતામાંની કેટલીક વ્યક્તિઓ જ હોય છે સુકાનીઓનું કર્તવ્ય જનતાને કોઈ પણ અનિષ્ટથી દૂર રાખવાનું જ હોવું જરૂરી છે

દેશમા નાના-મોટા પ્રવાહો હતા. એમાનો એક નાનો પ્રવાહ અધિક ઉગ્ર બન્યો. એ પ્રવાહે અધિક ઉગ્ર બનવાનુ કારણ ગાધીજીએ પાકિસ્તાન પ્રત્યે દાખવેની ભ્રાતૃભાવના હતુ ઉગ્ર બનેલો તે નાનકડા પ્રવાહને એ ભ્રાતૃભાવના બેહદ ઉદાર લાગી એ પ્રવાહમા તરતા જીવે આવેશાંધ થઈ ગાધીજીનુ ખૂન કરી નાખ્યું.

અનુભવીઓએ આવેશને અધ કહ્યો છે, તે સત્ય જ છે. ગાધીજીની હત્યા પછી લોકો ખૂનીના વિચારો સાથે સહમત જણાતી વ્યક્તિઓ પર હુમલો કરવા લાગ્યા આવેશનુ જોમ મર્યાદાની બહાર દોડતુ થઈ ગયુ અને લોકો બ્રાહ્મણ-સમાજ પર વિફર્યાં.

મહારાષ્ટ્રના ગામોમા અને મુબઈમાં તો લોકોનો એક સમુહ બ્રાહ્મણો પર ખૂબ જ રૂઠયો હતો. થોડાક અનિચ્છનીય બનાવો પણ ઘણાખરા ગામોમા નોધાયા હતા. એ સમયની હીલચાલ તપાસતા

જણાઈ આવે છે, કે કરાડમાં યશવંતરાવે એક પણ બ્રાહ્મણ પર હુમલો થવા દીધો ન હતો.

ગાંધીજી પ્રત્યે પૂજ્યભાવ ધરાવતી વ્યક્તિ માત્ર ખૂની પ્રત્યે ઊકળી ઊઠી હતી. ગાંધીજીના સિદ્ધાંતોથી મતભેદ ધરાવતા લોકોએ હત્યાના એ બનાવને અંતઃકરણપૂર્વક વખોડી કાઢ્યો હતો. સમસ્ત વિશ્વમાં શોકની કરુણ છાયા ફેલાઈ ગઈ હતી. એવી જ કરુણતાથી નીતરતું વાતાવરણ કરાડમાં પણ પ્રવર્ત્યું હતું.

અવારનવાર ભય સેવાયા કરતો હતો, કે બીજાં ગામોમાં જે અનિષ્ટ બનાવો બન્યા છે, તે કરાડમાં પણ બનશે. પરંતુ યશવંતરાવે કરાડને એ અનિષ્ટ બનાવોથી બચાવી લીધું હતું.

## [૧૬] ગણુપતરાવની માંદગી વખતે શાંતિ

મુંબઈ પ્રદેશમા ગૃહરક્ષક દળ એટલે કે હોમગાર્ડઝની સ્થાપના થઈ, તે કેટલી બધી મહત્ત્વની છે; તેનો ખ્યાલ તો તેની જરૂર પડે તેવા કપરા પ્રસગે જ આવી શકે. છતા એ વસ્તુના અભ્યાસીઓ તો તે સમયથી જ હોમગાર્ડઝની સ્થાપના, કાર્યશીલતા અને પ્રવૃત્તિને અમૂલ્યના ગણતાં રહ્યા છે. આ અગત્યની રચના થઈ તે વખતે યશવ તરાવ ગૃહખાતાના પાર્લામેન્ટરી સેક્રેટરી હતા મોરારજી દેસાઈના હાથ નીચે એમણે રાજકારોબારનુ ઉત્તમ શિક્ષણ પ્રાપ્ત કર્યું.

એ સમયે યશવ તરાવના હિતશત્રુઓએ વાળવે તાલુકામા ગલીચ ગુ ડાગીરીની નિંદ્ય રીતો અજમાવી તેમને બદનામ કરવાની અનેકવિધ પ્રવૃત્તિઓ આરભી હતી એ સમયની અનિચ્છનીય ઘટનાઓ ત્રાસ ઊપજાવે તેવી હતી એ નિદ્ય પ્રવૃત્તિ આદરનારાઓએ તેમની પ્રવૃત્તિ એવી ચાલાકીથી ચલાવી હતી, કે વહેમી લોકો એવુ માનવા લાગે કે આ પ્રવૃત્તિની પાછળ યશવંતરાવનો ટેકો હોવો જોઈએ

એ લોકોએ યશવ તરાવને બદનામ કરવાના અનેક દાવપેચ ખેલી જોયા તે દાવપેચમા નિષ્ફળતા પ્રાપ્ત થતા તેમણે નવો જ માર્ગ શોધી કાઢ્યો

ગણુપતરાવ ક્ષયની બિમારીથી પીડાતા હતા એમને ખુલ્લી-

હવામાં ઓગનેવાડીમાં રાખવામાં આવ્યા હતા યશવતરાવનુ કરાડમાં આગમન થયુ તે તેમના વડીલ બંધુને મળવા ગયા બંધુ લગભગ મૃત્યુશય્યા પર જ હતા, એમ કહીએ તો ચાલે આવી સ્થિતિમાં પણ હથિયારબંધ કેટલાક બદમાશો ત્યાં પહોંચી ગયા હતા

યશવતરાવે ધાર્યું હોત તો કાયદો અને સત્તાનો આશ્રય લઈને બદમાશોને કડક સજા કરાવી શક્યા હોત પણ યશવતરાવે બદમાશો પ્રત્યે દુર્લક્ષ કર્યું.

## [ ૧૭ ] લોકશાહી અને સાહિત્યકારો

**યશવંતરાવને** રાજકારણમાંથી હટાવી દેવાના અનેકવિધ પ્રયત્નો થયા છે. લોકશાહી પ્રત્યે જ્યારે એમના હૃદયમાં કડવાશ પેદા કરવાનાં કારસ્થાનો થતાં હતાં, ત્યારે તે પોતે જનતામાં લોકશાહીનો મહિમા વધાર્યે જતા હતા.

રામરાજ્યમાં લોકશાહી હતી અથવા લોકશાહીનો અર્થ જ રામરાજ્ય !

—આ સૂત્રના સર્વમાન્ય સ્વીકાર ગુંજતા તે વખતે રામરાજ્યનો સ્પષ્ટ અર્થ સમજાવતા તે બોલતા કે, 'રામરાજ્યની સ્થાપનાનો અર્થ એ નથી કે વરસો અગાઉ અયોધ્યામાં થઈ ગયેલા રામચંદ્રજીને દિવ્યલોકમાંથી ઊંચકીને જ્યાં રામરાજ્ય સ્થાપવું હોય તે દેશ-પ્રદેશની રાજગાદી પર બેસાડી દેવા રામરાજ્યનો અર્થ એ છે, કે રામે ચલાવેલા રાજ્ય જેવું સુખી રાજ્ય એની ઉપસ્થિતિ માટે રામ જેવું નેતૃત્વ જોઈએ.'

યશવંતરાવ હજી પણ ઘણીવાર કહેતા હોય છે કે, 'કોઈ પણ માણસ ધારે તો રામ બનીને રામરાજ્ય નિર્માણ કરી શકે છે દશરથ રાજાનો પુત્ર જ રામ કહેવાય એમ નથી'

એમના શબ્દો પરથી એમની માન્યતા કહી આપે છે, કે લોકશાહી વિષેનું એમનું જ્ઞાન ઊંડું છે

વરસો અગાઉ અમુક વર્ગના માનવી અમુક મર્યાદાની બહાર જઈ શકે તેવી સ્થિતિ જ ન હતી હવે એ સ્થિતિ રહી નથી અને તે વર્ગ કે વર્ણનો માનવી ગમે તેટલે ઊંચે જઈ શકે, તેવી સ્થિતિ સર્જાઈ છે અલબત, તે કાજે તેણે ભગીરથ પ્રયત્નો કરવા આવશ્યક છે લોકશાહી હોવાથી જ ભાષાવાર પ્રાન્ત રચનાની માગણીઓને સ્વીકારવી પડી

યશવંતરાવ લોકશાહીના મહાન અભ્યાસી અને પૂજક હોવા ઉપરાંત સાહિત્યિક પણ છે એમની વક્તૃત્વકળામાં સાહિત્યનાં તત્ત્વો ઝળકતા રહે છે એમની સાહિત્યારાધના અનેક સાહિત્યકારોથી નિરાળી હોવા છતાં વિચાર-વૈવિધ્ય અને માર્ગ-વૈવિધ્ય ધરાવતા સાહિત્યકારોના તે મિત્ર છે એમના ઊંડા વાચનના ચમકારા પણ એમના વ્યાખ્યાનોમાંથી મળી આવે છે

યશવંતરાવ સુંદર વક્તા, સાહિત્યકાર અને રાજનીતિજ્ઞ હોવા ઉપરાંત મિથ્યા, ઘમંડ, અંધ વાડાબંદી અને એવા જ વર્તુળોના પ્રભાવથી દૂર રહેનારા સ્વાભિમાની છે

એમના એક સાક્ષર મિત્રે એમને એક સવાલ પૂછ્યો સવાલનો હેતુ યશવંતરાવના મનને ઉકેલવાનો જ હોવો જોઈએ એમ જવાબ પરથી સહેજે સમજી શકાય તેમ છે

પુનાના વિદ્વાનોને એમ લાગે છે, કે બીજાઓએ હંમેશાં તેમના ચરણો પાસે બેસી તેમના આશીર્વાદ મેળવવા મારે જિંદગીમાં એવા આશીર્વાદ મેળવવાની આવશ્યકતા નથી હું કે જે માટે એકદમ ઊંચો કે હલકો પૂર્વગ્રહ બાંધતો નથી મારી દૃષ્ટિ કદાચ ભૂલ ભરેલી હશે તો મિત્રભાવે પરસ્પર ચર્ચા કરીને હું તે સુધારીશ મારો આ સંદેશ તમે કદાચ તેમને પહોંચાડશો, તો હું વાંધો નહીં લઉં હું કોઈના પણ પગ પાસે બેસીને આશીર્વાદ મેળવવા તૈયાર નથી '

યશવંતરાવે આપેલા જવાબમાંથી થોડાંક અસલ વાક્યો પણ અમે મૂકયાં છે.

'ખુલ્લી બેઠકમાં મુકત મનથી ચર્ચા કરવી મને ગમે છે. એમ કરવાથી મને આનંદ થશે.'

કેવો સુંદર ઉત્તર!

આ યુગમાં લોકશાહી ચાલે છે બધે જ. માત્ર સાહિત્ય ક્ષેત્રને લોકશાહીની પડી નથી. ચોક્કસ વૃત્તિના સાહિત્યકારો સાહિત્ય ક્ષેત્રને તેમનું પોતાનું રાજ્ય જ માની રહ્યા છે. તેમાં પણ ખાસ કરીને ગુજરાતી સમુદાયમાં તો સાહિત્ય ક્ષેત્રને મુઠીમાં રુંધી રાખવામાં આવ્યુ છે.

જાણે કે અમુક જ સાહિત્યકારો! બાકીના કંઈ જ નહીં.

ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં પણ પુનાની વિદ્વાન મંડળી જેવી સાક્ષર-મંડળીએ સત્તા જમાવી છે. એ મંડળી એમ માને-મનાવે છે, કે બીજાઓએ એમના પગ પાસે બેસી એમના આશીર્વાદ મેળવવા જ જોઈએ. ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમા તો વાદ-વાડાનું એટલુ બધું જોર છે, કે ઊંચામાં ઊંચા સાહિત્યસર્જકો અને તેમની કૃતિઓ પ્રત્યે દુર્લક્ષ થતાં રહ્યાં છે.

તાકાતવાળા સાહિત્યસર્જકોને જો બહાર લાવનારા ન મળે તો તેઓએ ધંધામાં જ ગોંધાઈ રહેવું પડે.

## [૧૮] પ્રધાનમંડળમાં પ્રવેશ

૧૯૫૨ની સાર્વત્રિક ચૂંટણી શરૂ થઈ ભાઉસાહેબ હીરે અને યશવંતરાવ ચવ્હાણ; એ બે નેતાઓ પર મહારાષ્ટ્રની આવતી કાલની જવાબદારી હતી પોતાના મતદાર-સમુદાયમાં પ્રચાર કરવાને બદલે યશવંતરાવે સમસ્ત મહારાષ્ટ્રમાં પ્રવાસ આરંભ્યો એમણે પોતાની વક્તૃત્વકળાનો ઉપયોગ કરવા માંડ્યો લોકોમાં કોંગ્રેસ પ્રત્યે જે ભાવના હતી, તે ભાવનામાં જોમ જગાડ્યું એમનો એ પ્રચાર થયા પછી જ મોરારજી દેસાઈના પ્રધાનમંડળમાં એમનો પ્રવેશ થયો.

## અન્નસચિવ-પદની સફળતા

અનાજ પ્રકરણ વિષયનો યથવંતરાવનો અભ્યાસ કે અનુભવ જરા પણ ન હતો. પરંતુ માણસનું મન અને વહેવાર જાણી લેવાની તેમની શક્તિએ તેમને સારો સાથ આપ્યો. પરિસ્થિતિ પર અચૂક તર્ક કરવાની શક્તિ આપોઆપ તેમને પ્રાપ્ત થઈ.

તેમણે પુરવઠાખાતાનું સંચાલન કરવામાં વ્યવહાર-બુદ્ધિનો જ આશરો લીધો. આ એક જ આધારને નજર સામે રાખી પુરવઠાખાતા દ્વારા લોકોને રુચિકર થઈ પડે એવું ધોરણ એમણે વિચારવા માંડ્યું

તેમની કાર્ય-પદ્ધતિ સરળ ચવાની હોય કે એમને માર્ગદર્શન આપવાની પરમેશ્વરની ગરજ હોય, પણ તેમણે જ્યારે પુરવઠાખાતું સ્વીકાર્યું તે અરસામાં કેન્દ્રિય સરકારનું તે ખાતું કિડવાઈના હાથમાં આવ્યું હતું

રફી અહમદ કિડવાઈ ગ્રાહક રાજકર્મચારી લેખાતા હતા શ્રી. નહેરૂ એમના માટે સારો મત ધરાવતા હતા કિડવાઈને ગમે તે ખાતું આપવામાં આવે તો પણ તે ખાતાને દીપાવવા જવાની કિડવાઈમાં પ્રભાવશાળી શક્તિ છે, એમ શ્રી. નહેરૂ માનતા હતા. તેમની તે માન્યતાને કિડવાઈએ સાચી ઠરાવ્યાની બીના સર્વશ્રુત છે

શ્રી. કિડવાઈ અચાનક જુદી જુદી જગ્યાએ જઈ ચઢતા અને અનાજના જથ્થા સંબંધે કે તેની ફેરબદલી સંબંધે નબળી-સબળી

માહિતીઓ મેળવી લેતા લોકસમુદ્ર ક્યારે ક્યારે ક્યા ક્યા અનાજ ની અછત અનુભવે છે, તે બાબતની તેમણે શોધ કરી લીધી

એમણે કેન્દ્રિય સરકારનુ પુરવઠાખાતુ સંભાળ્યુ તે અગાઉ શ્રી કનૈયાલાલ મુનશી કેન્દ્ર સરકારના અન્નસચિવ હતા

શ્રી મુનશી અચ્છા ધારાશાસ્ત્રી તરીકે મશહૂર છે ગુજરાતી ભાષાના સાગ નવલકાર તરીકે પણ ખ્યાતનામ છે મુંબઈ રાજ્યના ગૃહસચિવ તરીકે એમણે જે કામગીરી આપી હતી, તે પ્રશંસનીય હતી પણ કેન્દ્રિય સરકારના અન્નસચિવ-પદને દીપાવવાની સુવર્ણ તક એમને સાંપડી નહીં

'ઝાડ ઉગાડો' ની પ્રવૃત્તિનો એમણે આરંભ કર્યો વન-મહોત્સવો ઉજવ્યા પણ કુદરત એમની પ્રતિકૂળ જ થતી રહી શ્રી મુન્શીને એ ખાતાએ યશ આપ્યો નહી

શ્રી મુન્શી પછી રફી અહમદ કિડવાઈ અન્નસચિવ થયા અને યશસ્વી નીવડ્યા તે જ પ્રમાણે મુંબઇ રાજ્યના અન્નસચિવ દિનકરરાવ દેસાઈ પછી યશવંતરાવ ચવ્હાણ આવ્યા

દિનકરરાવ દેસાઈને પણ સુયશ પ્રાપ્ત થાય એવી સુવર્ણ તકો સાંપડી ન હતી

દેસાઈ પછી યશવંતરાવે જ્યારે મુંબઇ રાજ્યનુ પુરવઠાખાતુ હાથમાં લેવાની હામ ભીડી તે સમયે કોઈ પણ જાણકાર રાજ કર્મચારી એ ખાતાને સ્વીકારવા ઉત્સુક હોય એમ જણાતુ ન હતુ

કિડવાઈ પેઠે યશવંતરાવ પણ લોકસમુદ્ર એકત્ર થતો હોય એવા સ્થાનોમાં ફરવા લાગ્યા અનાજનો છૂપ તથા જથ્થાબંધ વેપાર ચાલતો હોય ત્યા જઈ માહિતી મેળવવા લાગ્યા આ બધા પ્રકારો યોજવાથી ને અમલમા મૂકવાથી એમને ઘણી ઝીણી બાબતોનો અભ્યાસ થતો ગયો

કિડવાઇએ યશવંતરાવની કાર્ય-પદ્ધતિ વિષે કેટલીક વાતો સાંભળી. જ્યારે તે બન્ને વચ્ચે પહેલી મુલાકાત થઇ તે સમયે અન્નનો પ્રશ્ન ચર્ચાયો અને એકબીજા પ્રત્યે આદર વધ્યો.

રફી અહમદ કિડવાઇના અવસાનથી યશવંતરાવને કંઇક-વધુ પડતું નુકશાન થયું. કારણ કે કિડવાઇનું ધોરણ એમની રાજ-વહીવટની દુનિયામાં માર્ગદર્શક હતું.

યશવંતરાવે પુરવઠાખાતું હાથમાં લીધા પછી બાર-તેર મહિના જેટલા સમયમાં અન્નનું નવું ધોરણ જાહેર કર્યું. એ નવા ધોરણ વિષે તા. ૨-૧૨-૫૨ના રોજ અખબારનવેશને મુલાકાત આપતાં તે બોલ્યા :

'ભારત સરકારે પ્રાન્ત-પ્રાન્તની સરકારો સાથે મંત્રણા ચલાવીને નક્કી કર્યું છે, કે આજના જે અનાજ વિષયક નિયંત્રણો ચાલે છે; તે નિયંત્રણો ખોરવવાની જરૂર નથી. પરંતુ એક ખાસ સુધારો એમાં વધારવાનો છે. એ સુધારાની વિગત એ છે, કે પ્રાંતિય સરકારો એકબીજાની જરૂરીઆત પ્રમાણે અનાજની લે-વેચ કરવા ઇચ્છે તો તે પર પ્રતિબંધ નથી. રાજ્યની જે સરકાર પાસે વધારાનું અનાજ હોય તે અનાજ જેને અછત છે તેને તે સરકાર વેચી શકે. આ રીતે પ્રાંતની સરકારો અનાજના વેચાણ-ખરીદી કરવાની સત્તા ધરાવે છે મધ્ય સરકારે માન્ય રાખેલા એ ધોરણ અનુસાર મુંબઈ સરકારે ત્રીસ હજારથી ઓછી વસ્તીવાળા ગામ-ગામડાં-કસ્બામાં મકાઇ, બાજરી અને જુવાર જેવા અનાજ પરથી પ્રતિબંધ ઉઠાવી લેવાનું નક્કી કર્યું છે

આ નવું અન્ન-ધાન્ય ધોરણ એ આજની નિયંત્રણ પ્રદ્ધતિ અને આંતર રાજ્ય નિર્નિબંધ બરોબર જુવાર, બાજરી, મકાઈ જેવા ધાન્ય પર સંપૂર્ણ નિયંત્રણ, વિષેની સમજુતી છે. આ ધોરણનો મુખ્ય હેતુ આજની નિયંત્રણ પ્રદ્ધતિમાં કઇક કટોકટી ઓછી

કરવાનો છે. ખાસ કરીને ખેડૂત અને આંમિણ વિભાગમાંના લોકોની દૃષ્ટિએ આ ધોરણ નક્કી થયું છે. પરંતુ અન્ન-ધાન્યના ભાવમાં બેફામ વધારો થવા ન પામે, એ તરફ સરકારનું લક્ષ રહેશે. સરકાર સંગ્રહખોરી અને બીજા સમાજ-વિરોધી પ્રકારોને પોષવાની કોઈ પણ નીતિને ચલાવી લેશે નહીં. અકારણ ભાવ વધે છે, એવું જણતાંની સાથે જ પુનઃ નિયંત્રણ ચાલુ કરવામાં ઢીલ કરશે નહીં. કારણ કે સામાન્ય કોટિના માણસોને ભાવના ઉછાળાથી ઊપજતા સંકટોથી બચાવી લેવાની સરકારની ફરજ છે. નિયંત્રણ ઉપાડી લેવાથી જે નોકરવર્ગ ઓછા થશે, તેમને તકલીફ પડે નહીં; તે બાબતની કાળજી લેવાતી રહેશે.'

નિયંત્રણ સમયમાં જનતાના જે હાલ હતા, અને તેમને જે કંઇ ત્રાસ સહન કરવા પડતા હતા; તેના નિવારણ માટે યશવંતરાવે આ નવું ધોરણ સ્વીકાર્યું. આ નવા ધોરણ સંબંધે તેમણે રેડિયો પર ભાષણ કરી ધાન્ય ઉત્પન્ન કરનારાઓ તેમજ વ્યાપારીઓને વ્યક્તિગત ઉદ્દેશીને અસરકારક વિનંતિ પણ કરી, કે :

'અમે જે નવો પ્રયોગ કરીએ છીએ તેનો યશ ધાન્ય પકાવનારા અને વ્યાપારીઓની સદ્ભાવના પર અવલંબિત છે. તેઓ સરકારને સહકાર આપશે, અને વિના કારણ ભાવમાં તેજી ન આવે તેની કાળજી રાખશે; તેમજ જ્યાં અન્ન-ધાન્યની ખરેખરી જરૂર છે તે સ્થળે મુક્તમનથી પહોંચાડશે એવી આશા છે. ટીકાકારોને અને અર્થતજ્ઞોને એવી વિનંતિ છે, કે તેઓએ જરા ધીરજ ધરવી, અને અમે સ્વીકારેલા ધોરણને યશ મળે એવું મૈત્રીભર્યું વાતાવરણ નિર્માણ કરવું. સરકાર સંગ્રહખોરી, નફાખોરી તથા અન્ય સમાજ વિરોધી તત્ત્વોને દબાવી દેવાની કડક નીતિ અખત્યાર કરશે અને તે સરકારનું પૂરાણું કર્તવ્ય છે.'

નિર્નિયંત્રણોની સાવધગિરીના ધોરણને સ્પષ્ટ કરતાં તે આગળ બોલ્યા :

'અન્ન–ધાન્ય નિર્નિયંત્રણ જેવા અતિ નાજુક પ્રશ્ન તરફનું અમારુ દૃષ્ટિ–બિન્દુ આર્થિક તત્ત્વજ્ઞાન પ્રદ્ધતિનુ નથી. અમે નિયંત્રણમા કયાય તેની મહત્ત્વની તાકાત જોખમાવા ન પામે તે તરફ જ લક્ષ રાખ્યુ છે આ નવુ ધોરણ આપણા રાજ્યમા જે પરિસ્થિતિ છે તેને અનુરૂપ છે'

તે પછી ચોખા સિવાય સર્વ ધાન્ય પરના નિયંત્રણો ઉઠાવી લેવાયા ખાંડ, કાપડ અને ગ્યાસતેલ ઉપરનાં નિયંત્રણો ઉઠાવાયાં ઘઉં પરનાં નિયંત્રણો હળવા થયા

૧૯૫૨–૫૩ની ગાળમા અનાજ પરનાં ઉપાડી લેવાયેલાં નિયંત્રણોનું ધોરણ યશસ્વી નીવડ્યુ

ખેડૂત અને ઘરાકને તંગ કરનારા બંધનો રદ કરવામા આવ્યાં અને બજારોમાથી છૂટથી ધાન્ય મળવા લાગ્યા યશવંતરાવ એ પણ બોલી ગયેલા કે:

'આપણે રેશનીંગ યુગને પાછળ હટાવી રેશનીંગ વગરના કાળમા પ્રવેશ કરીએ છીએ જે કઈ નજીવા નિયંત્રણો બાકી રહ્યાં છે તે પણ થોડા સમયમા જ દૂર થઇ જશે એવી મારી ખાતરી છે, અને તે પણ આ ચાલુ આર્થિક વર્ષની આખરમાં ચાલુ વર્ષના અંતમા આ પુરવઠાખાતુ જ બંધ નહી થયુ હોય તો મને પોતાને જ નવાઇ લાગશે'

તેમના એ શબ્દો ખરા પડયા વર્ષની આખરમા પુરવઠાખાતુ બરખાસ્ત કરવાની શરૂઆત થઈ અને એ પછી એમના હાથમાં સ્થાનિક સ્વરાજ્ય જંગલ અને વિકાસ; એ ત્રણે ખાતાં સંયુક્તપણે મૂકાયા'

૧૯૫૪ના જુલાઈમા સાતમા વન મહોત્સવ પ્રસંગે પોતાના ભાષણમાં મહત્ત્વના વાકયો તે બોલ્યા હતા

'આપણે તાજેતરમાં અન્ન-ધાન્ય બાબતમાં જે સ્વયંપૂર્ણતા પ્રાપ્ત કરી છે, તે રાષ્ટ્રિય યોજનામાં કાયમ ટકાવી રાખવી હોય તો જંગલ સંપત્તિનું કાળજીપૂર્વક રક્ષણ કરી તેમાં વૃદ્ધિ કરવી જોઈએ. વન-મહોત્સવ તે તીવ્ર ભાવનાનું સ્વરૂપ છે. આપણે વૃક્ષોની પસંદગી એવી રીતે કરવી જોઈએ કે તે વૃક્ષો ઊગે ત્યારથી આપણા ઉપયોગમાં જ આવે. એનાં લાકડાં ઘરબાંધણું કામમાં આવવા ઉપરાંત ખેતરના ખાતરમાં પણ ઉપયોગી થાય.'

વન-મહોત્સવ સંબંધે તેમણે આગળ બોલતાં જણાવેલું કે, 'વન મહોત્સવ આપણી બહુ જૂની સાંસ્કૃતિક પરંપરા છે. ગ્રામ્ય વિભાગોમાં તો વૃક્ષ પૂજા કરવાની પદ્ધતિ પણ સર્વમાન્ય છે. વન-મહોત્સવ પ્રસંગે ઝાડ ઉગાડવા જેટલી જ મહત્ત્વની આવશ્યકતા ઝાડને ઉછેરવાની ને તેની વૃદ્ધિ કરવાની છે.

અન્ન-ધાન્યના ધોરણ પ્રમાણે વન મહોત્સવ સંબંધમાં પણ યશવંતરાવની દૃષ્ટિ નવીન છે. છાણનો તેને બાળીને જે ઉપયોગ કરવામાં આવે છે, તેને રોકી વગર બાળ્યે ઉપયોગ કરવાની તક મળે તે માટે પણ ઝાડના લાકડાંની જરૂર ઊભી રહે છે.

'સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાની નાની નાની પરિષદો ભરીને તેમાં આપણી અડચણોની ચર્ચા કરવી.' એવી સલાહ યશવંતરાવે સ્થાનિક સ્વરાજ્ય ખાતાના ખાતાના કાર્યકરોને આપી. તેમનું તે સમયે યુરોપ-અમેરિકાના સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાના કારોબારને લગતાં પુસ્તકોનું અધ્યયન થતું હતું. ભારતમાં આપણી પરિસ્થિતિને ક્યા દેશની સ્થાનિક સ્વરાજ્ય-સંસ્થાની પદ્ધતિ અનુરૂપ છે તે વિષયમાં ઊંડું વિચારે જતા હતા.

તેમણે જે જે ખાતાની જવાબદારી ઉપાડી છે તે તે ખાતનો રોજીવવા માટે વાચનનો આશરો લીધો.

**મ**રાઠીભાષી અને ગુજરાતીભાષી લોકોમાં સાધન-સંપન્ન તેમજ અધિકારસમન્ન વર્ગ અસ્તિત્વમાં છે. પણ મારા અભ્યાસ–અનુભવના અંતે મને તો જણાયું છે, કે શ્રીમંત તથા ઊંચા દરજ્જાની કેટલીયે ગુજરાતી વ્યક્તિઓને તેમના સાહિત્યની અને સાહિત્યકારોની કશી પડી હોતી નથી. તેમને તે વિષેની દરકાર પણ હોતી નથી. જ્યારે મરાઠીભાષીઓમાં એથી ઊલટું વાતાવરણ જોવામાં આવે છે.

ખાંડેકર અને ફડકેની નવલકથાઓ વાંચવા પ્રત્યે મહારાષ્ટ્રની કેટલીયે ધનિક તેમજ અધિકારસમન્ન વ્યક્તિઓ આકર્ષાતી રહી છે.

યશવંતરાવ પણ એ ઊંચા દરજ્જાની વ્યક્તિઓમાંના એક છે. એમને તો ફડકે અને ખાંડેકરની મરાઠી નવલકથાઓ વાંચવાનો નાદ હતો. તે કોલેજમાં હતા તે સમયે કોલેજની બહાર પણ દુનિયા છે, એવું માનનારા વિદ્યાર્થી હતા. આશ્ચર્યની વાત એ છે, કે તેમણે પહેલે નંબરે પાસ થવાની કોશિષ કદિ પણ કરી નથી. ને એ પ્રથમ વર્ગમાં ઉત્તિર્ણ પણ થયા નથી. છતાં તેમણે ડીગ્રી પ્રાપ્ત કરી ત્યાં સુધીમાં તે કદિ નાપાસ થયા નથી. આટલું છતાં એમની બુદ્ધિની ચમકથી પહેલા વર્ગમાં પાસ થનારા વિદ્યાર્થીઓ પણ ક્ષણભર ચકિત થઈ જતા.

અંકગણિત, ઈતિહાસ, મરાઠી અને રાજકારણ આ ચાર એમના પ્રિય વિષયો હતા. ચર્ચા કરવાનો એમને અજબ શોખ હતો.

કોઈ પણ વિષયના પ્રશ્નોનું નિરાકરણ ચર્ચા વગર થાય જ નહી, એમ તે માનતા હતા અને હજી પણ માને છે

ચર્ચા કરતી વખતે તે કદિ કંટાળતા ન હતા તેમજ ઉશ્કેરાટ પણ થતા ન હતા સામા માણસના મનનું સમાધાન ન થાય ત્યાં સુધી તેમને સંતોષ થતો ન હતો જ્યારે તે ચર્ચાનો આરંભ કરતા ત્યારે તેમને સાંભળનાર પ્રથમ કક્ષાના વિદ્યાર્થી બની જતા એમની ચર્ચામાં નીતરતી બુદ્ધિની ચમક તેમજ સાહિત્યધારાની છાયા જોઈ અનેકને તેમના પ્રત્યે માન ઉપજતું એમના પરિચયમાં આવેલા અનેક શિક્ષિત અને સરકારી વ્યક્તિઓ એમને સાહિત્યિક કહે છે

જ્યારે તે કોલેજમાં અભ્યાસ કરતા હતા, તે સમય દરમિયાન એમને એમનું દારિદ્ર ખૂબ મુંઝવતું પોતાની તથા પોતાના કુટુંબની દૂર કરવાના ઉપાયો તે શોધતા એ સમયે એમને સમાજની ગરીબી સુદ્ધાં મુંઝવતી સમાજ પ્રત્યેની નિષ્ઠા જ એમના હૈયામાં મૂર્તિમંત થઈ હતી

સમાજને પેટ પૂરતું પણ ન મળે, એવી પરિસ્થિતિને અમે તે પ્રકારે પલટાવવી જ જોઈએ, એવો નાદ તેમના હૈયામાં ગુંજ્યા કરતો સમાજની વિષમ સ્થિતિએ એમના કુટુંબની ગરીબીના દુઃખને લાગણીથી ઊભરવા દીધું નહી

આવી પરિસ્થિતિના અનેક પ્રસંગે એમના મુખમાંથી નીકળેલા ઉદ્‌ગારોમાં કાવ્ય જ વધુ છે જેઓએ એ ઉદ્‌ગાર સાંભળ્યા છે તેઓ તેમને સાહિત્યિક કહીને જ સંતોષ અનુભવે છે

રાજકારણની અને બીજી સભાઓમાં એમનાં વ્યાખ્યાનોનો અભ્યાસ કરવાથી પણ જણાઈ આવે છે કે તેમના વક્તૃત્વમાં સાહિત્યની રસજ્યોત છે

૧૯૪૦ની સાલમાં કરાડ ખાતે દક્ષિણ મહારાષ્ટ્ર સાહિત્ય સંમેલન ભરાયું તે સમયે તે સંમેલનના કથા વિભાગનું ઉદ્‌ઘાટન

કરવાનું બહુમાન એમને મળ્યું હતું. તે સમયે તે કાયદાનો અભ્યાસ કરતા હતા.

૧૯૫૨માં પુનાની વસંત-વ્યાખ્યાન માળામાં એમનું ભાષણ યોજાયું હતું.

તા. ૧-૫-૫૨ના રોજ તેમણે પુનામાં આપેલું વ્યાખ્યાન ' હિન્દી લોકશાહીએ ભવિષ્ય ' (હિન્દી લોકશાહીનું ભાવિ) રાજકિય વિષયનું હોવા છતાં તેમા સાહિત્યાભ્યાસ દેખાઈ આવતો હતો.

આજે પણ કોઈ સાહિત્યકાર એમની મુલાકાતે આવે છે ત્યારે તે પોતાના સત્તાધિકારને વિસરી જઈને એને મળે છે. સમાન સ્થિતિના બે મિત્રો વાતો કરે, તે પ્રકારે વિના સંકોચે ચર્ચા કરે છે.

સાહિત્ય-સર્જકો અને કલાકારો સાથે વાતો કરતી વખતે તે એવા બની જાય છે, કે સાહિત્યિકાર એમને સાહિત્યિક જ માની લે છે.

પશ્ચિમના દેશોમાં સાહિત્ય-સર્જકો પ્રત્યે અનન્ય માનની લાગણી પ્રવર્તે છે, જ્યારે અહીં તિરસ્કાર તો નહીં પણ અપમાનતાની તો મોટા ભાગે પ્રવર્તી રહી છે.

ધુળિયામાં સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાની પહેલી પરિષદમાં યશવંતરાવે પોતાના ભાષણમાં મહત્ત્વના વાક્યો ઉચ્ચાર્યાં હતાં :

'બીજી પંચવર્ષીય યોજનામાં સ્થાનિક-સ્વરાજ્ય સંસ્થા પર મહત્ત્વના કામકાજની જવાબદારી આવવાની છે એ જવાબદારીને જ્વલંત બનાવવા-ન્યાય આપવા આપણે બધી શક્તિઓને વધારવી આવશ્યક છે. એકાદ બીજા જિલ્લાની આવી નાની પરિષદ સ્થાનિક સંસ્થાનો અભ્યાસ કરવામાં તેમજ એકબીજાની જરૂરીઆતો સમજવામાં ઉપયોગી થશે. એકબીજાની મુશ્કેલીઓ નષ્ટ કરવામાં મદદગાર થશે.'

રાજ્યમાંની સ્થાનિક-સ્વરાજ્ય સંસ્થાના કાર્યોનું વર્ણન કરતાં તેમણે જણાવ્યું :

'સરેરાશ જોતા સ્થાનિક-સ્વરાજ્ય સંસ્થાના કામકાજ જેવાં થવાં જોઈએ તેવા થતા નથી. પક્ષોના પક્ષવાદથી વસુલાતના કામ વિલંબમાં પડે છે. તે જ પ્રમાણે ઓડિટ-નોટને જવાબો દેવાની જરૂરીઆતને વિના કારણ લંબાવનારા અનેક પ્રશ્નો સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાએ પાર પાડવા જોઈએ'

પૂર્વ-પશ્ચિમ ખાનદેશના મ્યુનિસિપાલિટિના અધ્યક્ષો, મુખ્ય અધીકારીઓ વગેરેની તા. ૧૮-૭-૫૮ની કોન્ફરન્સમાં બોલતાં યશવંતરાવે કહેલું :

'આવા સ્વરૂપની પરિષદ મુંબઈ રાજ્યમાં આ પહેલી જ છે. મારી વિનંતિ છે, કે આપણે સ્વચ્છ મનથી ચર્ચા કરવી. નગરપાલિકાની સુધારણા માટે માર્ગ શોધવો.'

વડોદરાની આવી જ એક પરિષદમાં તેમણે કહ્યું :

'નગરપાલિકાના અંતર્ગત કારભારમાં હસ્તક્ષેપ કરવાની સરકારની ઇચ્છા નથી તેમજ અકારણ નગરપાલિકાની જવાબદારી પર ટીકા કરવાનું પણ સરકારને મન થતું નથી કરની ચોકસાઈ કરનાર મંડળની ભલામણ પ્રમાણે પ્રત્યક્ષ કર નાખવાનું ધૈર્ય દાખવવાનો નગરપાલિકાએ પ્રયત્ન કરવો જોઈએ. પ્રથમ પંચવાર્ષિક યોજનામાં નગરપાલિકાની યોજના પર દેવાવું જોઈએ તેવું લક્ષ દેવાયું નથી પરંતુ બીજી પંચવર્ષીય યોજનામાં પહેલી યોજનામાં જે બાબતો બાકી રહી છે, તે તરફ લક્ષ અપાય તેવા પ્રયત્નો હું કરી છૂટીશ ગલિચ્છ વસ્તીઓનું ઉધ્ધારણ કરવું જરૂરી છે, પણ અસ્વચ્છપણું ઉત્પન્ન થવાના ને તે વધવાના કારણો દૂર કરવાનું કામ તેથી વિશેષ મહત્ત્વનું છે.'

સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓની ઉન્નતિની વિચારણાઓ તો પૃથક પૃથક જ્યાં ને ત્યાં જતી જ રહી છે પણ યશવંતરાવે તો તે સંસ્થાઓના કાર્યકરોને એકબીજાને મળવાનો, પારખવાનો અને પારખ્યા પછી ક્યા ક્યા કઈ કઈ જનતાની તકલીફ છે, તે શોધવાનો અને તેનું નિવારણ કરવાનો નવો માર્ગ વ્યક્ત કરી બતાવ્યો અને છ એકબીજામાં રહેલી ખામીઓ બતાવવા સાથે ગુણ બતાવાનો તે સ્વીકારવાનો પણ તેમણે આદેશ કર્યો છે.

ગ્રામપંચાયત લોકશાહીનો પાયો છે. એનો વિસ્તાર પણ વિશાળ છે એનું સંગઠન જરૂરી માની તેમણે સહકારીઓની મદદથી 'મુંબઈ રાજ્ય ગ્રામપંચાયત સંઘ'ની સ્થાપના ૧૯૫૪માં કરી.

એક વરસ જેટલા ટૂંકા સમયમાં ગ્રામપંચાયત સંઘ કાર્યશીલ બન્યો.

૧૯૫૫ના ઓગસ્ટ માસની ૭મી તારીખે તેમણે એ સંઘના બીજા અધિવેશનનું ઉદ્‌ઘાટન કર્યું. એ ઉદ્‌ઘાટન પ્રસંગે તેમણે આપેલા ભાષણનો સાર નીચે પ્રમાણે છે.

'ગ્રામપંચાયત એટલે કેવળ ગામડાના નાગરીકોનો કારભાર ચલાવનાર યંત્ર નહીં, પણ નાનાં નાનાં ગામડાંઓના કલ્યાણની જવાબદારી તેના પર રહેલી છે. સરકાર એવા વિચારમાં છે, કે મોટી મોટી ગ્રામપંચાયતો પાસેથી વસુલાતનાં મહત્ત્વનાં કામ લેવાં. તે જ પ્રમાણે પંચાયતના સેક્રેટરીએ આ પંચવાર્ષિક યોજનામાં નિરનિરાળા વિકાસ કાર્યોના ફાયદા પોતાના ગામને મેળવી આપવાની દૃષ્ટિએ અધિકમાં અધિક પ્રવાસ કરવા. પંચાયતના મેમ્બરો અને અધિકારીઓ પોતાનાં અંગત હિતો કરતાં સામાજિક હિતોને પ્રાધાન્ય આપે એવી મારી તેમને વિનંતિ છે. પંચાયત પર પડેલા મૂળ ધ્યેયને અમલમાં લાવવાનો યશ પ્રાપ્ત કરવામાં વિજયી ન નિવડે તેમને અધિક સત્તા અને અધિક મહેસુલનો હિસ્સો દેવાનો ઉપયોગ નથી. પંચાયતને આર્થિક સત્તા અને અધિક સહાયતા દેવાની દૃષ્ટિએ નજીકના સમયમાં એક બિલ લાવવાનો વિચાર છે. તે અન્વયે પંચાયતોના સેક્રેટરીઓની એક કેડર ઊભી કરવાનો વિચાર છે.'

ગ્રામપંચાયતોને નવું રૂપ દેનારું બિલ યશવંતરાવે તે સ્થાનિક-સ્વરાજ્ય સચિવ હતા, તે સમયે લાવવાની શકયતા પ્રાપ્ત કરી નહીં. પરંતુ તેમણે જે વિચાર વ્યક્ત કર્યો હતો તે જ વિચારને મૂર્તિમંત કરતું પંચાયત બિલ આશરે ત્રણ વર્ષે તેમના જ નેતૃત્વ નીચે ઉપસ્થિત થયેલા પ્રધાનમંડળે વ્યક્ત કર્યું.

નાનાં-મોટાં ગામડાંઓના અસંખ્ય માણસોનાં જીવન સુધારનારી દૃષ્ટિ અને શક્તિ તે બિલમાં ભરી પડી છે.

પશ્ચાત તરાવે ગ્રામપંચાયતને આબાદ કરનારી પોતાની પ્રવૃત્તિને વેગવંતી જ બનાવી છે

તા ૨૪-૧૨-૫૫ના રોજ તેમણે વડોદરા ગ્રામપંચાયતનું ઉદ્ઘાટન કર્યું એ પ્રસંગે તેમણે જણાવ્યું :

'ગ્રામપંચાયતોએ નાગરિક જીવનની સુખ સમવડ ઊભી કરવા પૂરતી જે તેમના કામની મર્યાદા બાંધવાની નથી પંચાયતોએ તો ગ્રામજીવનની આર્થિક તેમજ સામાજિક ઉન્નતિ માટે પણ પ્રયત્નો કરવાના છે પંચાયત એ કેવળ સ્થાનિક સ્વરાજ્યનો ઘટક નહીં, પણ લોકશાહી મંડાણનો પાયો છે સરકાર જનતા પાસે વિકાસ યોજના, સામુહિક યોજના વગેરે, સરખા પ્રગતિના નિશ્ચિત કાર્યક્રમો લઇ જાય તે સમયે આવી યોજના દ્વારા પ્રાપ્ત થનારા પ્રસંગના પૂરેપૂરા ફાયદા ઉઠાવવા એ પંચાયતનું કર્તવ્ય છે '

ગ્રામપંચાયતોના કાર્યભારમાથી પ્રત્યક્ષ અડચણો અને તે અડચણોમાથી કાઢવામા આવતા માર્ગ સંબંધે તેમણે સુંદર માર્ગદર્શન આપ્યું છે ગ્રામપંચાયતના કાર્યક્ષેત્રના વિશાળ સ્વરૂપની માહિતી સુદ્ધા એમણે આપી છે

તા ૧-૧૦-૫૬ના રોજ રેડિઓ પર ભાષણ આપતા તેમણે સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓના સવાલ સાથે જંગલી પ્રાણીઓના રક્ષણના પ્રશ્નને સાંકળતા જણાવ્યું

'જંગલી પ્રાણીઓનું સંરક્ષણ લોકોના સહકાર સિવાય અશક્ય છે જંગલી પ્રાણીઓ માણસોના જીવનમા ઊભી થતી કેટલીક આફતો ને નષ્ટ કરે છે માનવજીવનના સુખોમા મૂલ્યવાન ફાળો તેમના દ્વારા મળે છે તે આપણે નોંધી લેવુ આવશ્યક છે ઘણાને આ વાત શંકાસ્પદ લાગશે, પણ જંગલી પ્રાણીઓ માણસોના હિતમાં મદદગાર બને છે વિષારી સાપની આપણને બીક લાગે છે અને આપણે તેનો તિરસ્કાર કરીએ છીએ પણ ઉંદરો અને ઘૂસથી થતા અનાજના

તેમજ અન્ય પ્રકારના પાકનો જે વિનાશ થતો હોય છે, તે વિનાશને સાપ જ રોકે છે. જંગલી ભૂંડોના ભક્ષણ પર જીવતા વાઘ-ભૂંડોથી થતી પાકની ખાના ખરાબીને અટકાવે છે. ચિત્તા વાંદરાનો શિકાર કરી વાંદરાથી થતી પાકની વિનાશકારીને રોકે છે. સર્વ જંગલી પ્રાણીઓ ગમે તેટલાં ક્રૂર હોય તો પણ તે માણસોની સાથે કેવી રીતે જીવન મેળવવું તેની કલા સારી રીતે જાણતા હોય છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. માત્ર તે જંગલી પશુઓની ખરી કે ખોટી ભીતીથી પોતાનું સંરક્ષણ વિચારી અને આચરી લેવું જરૂરી છે.'

ઉપરના ભાષણ પરથી સ્પષ્ટ રીતે જણાઈ આવે છે, કે જંગલી પ્રાણીઓનું રક્ષણ કરવાની તેમણે દર્શાવેલી અગત્યના માનવદૃષ્ટિએ પણ કેટલી મહત્ત્વની છે!

જંગલી પ્રાણીઓ માણસને જ્યાં ને ત્યાં રક્ષણ આપતા રહ્યાં છે પણ માણસ એ પ્રાણીઓનાં જીવનમાંથી સહજીવનના તત્ત્વો વીણવાની કેટલી બેદરકારી સેવી રહ્યો છે!

આજે તો માણસ માણસને જ કેટલો સહકાર આપે છે?

# [૨૨]

# માનવતાવાદના હિમાયતી

દુનિયાના લગભગ દરેક દેશના અને પ્રાન્તના સાહિત્યકારોમા સાહિત્યકલા સબધે જુદા જુદા બે મત પ્રવર્તી રહ્યા છે

એક મત ઉચ્ચારે છે, કે કલા કેવળ મનોરજનાર્થે જ છે. એથી ઊલટું બીજો મત કહે છે, કે કલામા માનવતાવાદ હોવો જરૂરી છે

ગુજરાતી સાહિત્યના સમાલોચકોમા પણ આ બે માન્યતા પ્રચલિત છે. આજનો નવો વર્ગ તો લગભગ માનતો થયો છે, કે કલા કેવળ મનોરંજનાર્થે જ હોવી જોઈએ આ માન્યતાથી વિરુદ્ધ મત પણ પ્રચલિત છે. પરતુ વિરુદ્ધ મત ધરાવનારાઓનુ સંખ્યા પ્રમાણ નાનકડું છે

મહારાષ્ટ્રના સાહિત્ય-સમાલોચકોમા યશવતરાવનુ નામ આજ સુધી વાંચિવામા આવ્યું ન હોવા છતા તે સમાલોચક છે અને માનવતાના સાચા હિમાયતી છે, એ વાત નિર્વિવાદ છે

વિદર્ભ સાહિત્ય સમેલનનુ ત્રીસમુ અધિવેશન સને ૧૯૫૮ના ફેબ્રુઆરી માસમાં સુપ્રસિદ્ધ મરાઠી કવિ અનિલના પ્રમુખપદે ભરાયું હતું. એ સંમેલનનુ ઉદ્ઘાટન કરતા યશવતરાવે જણાવ્યુ હતું.

'કેવળ શબ્દ લાલિત્યની ખૂબી તરફ ન ઢળતા જ્ઞાનેશ્વર, ટિળક અને આગરકરની ઉજ્જવળ સાહિત્ય પર પગને લક્ષમા રાખીને મરાઠી

સાહિત્યકો માનવતાવાદી સાહિત્ય નિર્માણ કરે વિદર્ભ-સાહિત્ય સંમેલનની પરંપરા જૂની છે વૈદર્ભીય સાહિત્યનો ઇતિહાસ જૂનો છે મરાઠી ભાષાના ઉત્તમ અને ઉમદા સાહિત્યનો વિદર્ભમાં અવતાર્યાં છે આજના સંમેલનના અધ્યક્ષ કવિ અનિલ-તા-ત્યા સહેત કેદારકર પણ વિદર્ભમાંથી જ છે

હજી હમણાં જ મરાઠી ભાષાનો ઇતિહાસ એક વૈદર્ભીયે રચ્યો છે તેમાં સાહિત્ય વિષયક મૂળભૂત કલ્પના છે આ ? નિર્માતા સાહિત્યની અને તેમાં જે પ્રેરણા છે, તેનો આપણે વિચાર કરવો જોઈએ ગયા સાત આઠ શતક વારસો અગાઉના મરાઠી ભાષાના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરો જ્ઞાનેશ્વરના વાઙ્મયમાં વેગ માનવતાવાદી હતો એમણે એટલા લાંબા પંથની ગતિ લીધી, કે તેની સ્પર્ધા કોઈથી થઈ જ નહીં સંત વાઙ્મયે મરાઠી ભાષાને મહાન સમૃદ્ધિ આપી છે મરાઠી જનતા તે માટે નિત્ય નિરંતર કૃતજ્ઞ રહેશે આ સર્વ સંતોની પ્રેરણા લોકમાન્ય ટિળક ન્યાયમૂર્તિ રાનડે ઇત્યાદિની કૃતિમાં દેખાય છે [illegible] લાલિત્ય જરૂરી છે પણ તે સાહિત્ય [illegible] જોઈએ [illegible] સાહિત્યની પરંપરા [illegible] તેમાં માનવતાવાદ ગૂંથાવો જોઈએ

તેંગ્રે રશિયા નવલકથાકાર મેક્સીમ ગોર્કીનું માં'નું દૃષ્ટાંત આપ્યું હતું તેમણે કહ્યું 'જે શક્તિ તેમાં દર્શાવેલી છે એ જ શક્તિ આજના સાહિત્યમાં જાગૃત થવી જરૂરી છે શબ્દોનું સામર્થ્ય અમર છે શબ્દોનું આ સામર્થ્ય એટમ બોમ્બથી પણ મહાન છે, એ આપણે સહુએ લક્ષમાં રાખવું જરૂરી છે જગતનો એક પગ વિનાશ તરફ અને બીજો પગ પ્રગતિ તરફ આગળ ધપે છે રાજકારણના વિહારીઓ જગતનો દોર નિશ્ચિત પ્રગતિ તરફ આગળ ધપે છે રાજકારણના વિહારીઓ જગતનો દોર નિશ્ચિત પ્રગતિ તરફ ફેરવી શકે તેમ નથી જ્યારે સાહિત્યકારો શબ્દોના જોર પર મગશ્તા

અને પ્રગતિ તરફ કદમ બઢાવી શકશે. સાહિત્યકારોને ભાષાની અને રાજ્યની મર્યાદા નથી. સાહિત્ય અમર્યાદિત હોવું જોઈએ અને તે અમર્યાદિત સાહિત્ય પ્રગતિ તરફ જાય તેવું નિર્માણ થવું જોઈએ.

આજના જગતમાં માનવતા સંકટમાં સપડાયેલી છે. 'THREE MEN ON A BOAT' આ નવલકથાની ભાવનાને ઓળખો, અને જગત આજે ક્યાં ઊભું છે તે જુઓ. વિનાશના પથે જઈ રહેલાં પગલાં પ્રગતિ તરફ વળે, એવા જ સાહિત્યની આજે આવશ્યકતા છે. એ જ દષ્ટિએ સાહિત્યકારો કાર્ય કરે એ જ ઇચ્છા વ્યક્ત કરવી આ પ્રસંગે યોગ્ય માનું છું.

ઉદ્ઘાટન પ્રસંગના ઉપરોક્ત મતલબના વ્યાખ્યાન બાદ તર્કતીર્થ લક્ષ્મણ શાસ્ત્રી જોશી જેવી વ્યક્તિએ યશવંતરાવને 'મહાન વિચારક, સાહિત્યસેવક' કહ્યા હતા.

ગામડાંમાં તેમજ શહેરોમાં ભજવાતાં નાટકો, તમાશા વગેરેના તે ચાહક છે. મુંબઈ રાજ્યના મુખ્ય સચિવ થતાંની સાથે જ નાટક, તમાશા વગેરેને ઉત્તેજન મળે એવું ધોરણ તેમણે સ્વીકાર્યું.

વિદર્ભ સાહિત્ય સંઘ તરફથી નાગપુર ખાતે યોજાયેલા નાટ્યોત્સવના સમારંભ પ્રસંગે યશવંતરાવ બોલ્યા :

'આપણી આ મરાઠી રંગભૂમિનો દરજ્જો ટકાવી રાખવાનું કામ ઉમંગી અને શોખીન નટોએ જ કર્યું છે. ભાષા અને રંગભૂમિની ચાહનામાંથી જ ઉત્સાહી કલાવંતો દ્વારા આવાં સુંદર કાર્યો નિપજે છે. રંગભૂમિ દ્વારા સમાજનું વ્યક્તિત્વ પ્રકટ થાય છે, ત્યારે આ કલા દ્વારા આપણે મહત્ત્વની સમાજસેવા કરીને સત્કાર્યને પોષતા રહીએ છીએ.'

ગુજરાતી ભાષામાં લખાયેલા નાટકો જુદી જુદી કક્ષાની રંગભૂમિ ભજવે છે. ગુજરાતી જેવું મરાઠીમાં નથી. મરાઠીમાં તો રંગભૂમિ એટલે રંગભૂમિ. ઊંચી, મધ્યમ અને નીચી કક્ષાનાં નાટકો

એક સંસ્થા દ્વારા કેમ નથી ભજવાતાં? પણ ગુજરાતી સાહિત્યકોની બલિહારી છે તેઓ તો તેમના વર્તુલના લેખકોએ લખેલા ન હોય તે નાટકોને નાટક માનવા તત્પર છે કે કેમ, એ પણ એક પ્રશ્ન છે

આજની નવી રંગભૂમિ જૂની રંગભૂમિને સ્વીકારવા તૈયાર નથી અને જૂની રંગભૂમિ નવી રંગભૂમિને માનવા તૈયાર નથી આવા પ્રકારના વિરોધાભાસ વચ્ચે પ્રેક્ષકોને જ સહન કરવાનું રહે એ સ્વાભાવિક છે

આજની નવી રંગભૂમિમાં બહુધા મૌલિક નાટકોનો અભાવ જ છે મૌલિક નાટકો અને મૌલિક નવલકથાઓ આજે ગુજરાતી ભાષામાં બહુ જ ઓછાં જોવા મળે છે

પચીશ-ત્રીસની સાક્ષરમંડળી મંડળી બહારના કોઈ પણ લેખકના નાટક, નવલકથા કે બીજા વિષયની કૃતિઓ વાંચવા પણ તૈયાર નથી ચારે બાજુએ અહો રૂપમ્ અહો ધ્વનિ ચાલી રહ્યું છે

આ હવા એટલું બધું જોર પામી બેઠી છે, કે કેળવણીનું ક્ષેત્ર હાથમાં લઈ બેઠેલી વ્યક્તિઓ કે એ વર્ગની બીજી શક્તિઓ તરફથી સામાન્ય રીતે જ આંખમીંચામણાં થઈ રહ્યાં છે, અગર તે માટે તેમને તેમ કરવાની ફરજ પડે છે બહારની વ્યક્તિઓનું સરકારી લખાણ ટીકાને પાત્ર ઠરે છે અને વાડાબંધીમાંની કેટલીક વ્યક્તિઓનું અશ્લિલ લખાણ આગળ ધપતું રહે છે.

પત્રકારોમાં પણ તે ચેપ લાગ્યા વિના રહ્યો નથી વર્તમાન-પત્રો પ્રજાને-વાચકોને સન્માર્ગ બતાવવાને સર્જાયાં હોય છે પરંતુ આજની વાડાબંધીએ તેમાંનાં કેટલાંકને તે જવાબદારીમાંથી હટાવી લીધાં છે કેટલાક વિવેચકો પણ વાડાબંધીની જાળમાં સપડાયેલા હોય છે. વર્તમાનપત્રોમાંના અભિપ્રાયો પર ચાલતા વાચકો પ્રેક્ષકો ઘણી વખત અવળા માર્ગે વળી જતા હોય છે

આ ચેપ આટલેથી અટક્યો નથી પણ તેનાં મૂળ બહુ જ ઊંડા ઊતરી ગયાં છે. તે મૂળનો તંત પકડવો યોગ્ય નથી. પરંતુ હવે આવી વાડાબંધી આટલેથી જ અટકે તો સારું, નહી તો આખરે વાંચકોનો વાંચન શોખ પણ કયાં જઈને અટકશે તે કહેવું મુશ્કેલ છે.

મરાઠી વાઙ્મય ક્ષેત્રમાં આવું એક પણ અનિષ્ઠ હજી સુધી પ્રવેશ્યું હોય એમ લાગતું નથી. કદાચ કોઇ વ્યક્તિગત રીતે હોય તો તે અપવાદ ગણાય. તમાશા, લોકનાટ્યો અને સાહિત્યકારોને ઉત્તેજન આપવાના ધોરણનો યશવંતરાવ જેના પ્રખર વિચારક, સાહિત્યિક, વકતા અને માનવતાવાદી વાઙ્મય–પુરુષે સ્વીકાર કર્યો છે. એ જ બતાવી આપે છે, કે મરાઠી સાહિત્ય કે નાટ્ય–સંસ્થાઓમાં હજી સડો પેઠો નથી, ને કદાચ પેઠો હોય તો પણ તે બહુ જ થોડો.

દરેક સમજદાર માણસે સમજી–વિચારીને રાજકિય ક્ષેત્રે પોતાનો પક્ષ નક્કી કરવો જરૂરી છે નક્કી કરેલો પક્ષ પણ એના ધ્યેયને તજી દેતો જણાય તો ધ્યેયનિષ્ઠ માણસે એ પક્ષને સાચે રસ્તે જતો કરવો જોઈએ પ્રયત્નો કરવા છતાં ધ્યેયથી ચલિત થતો પક્ષ ધ્યેયનું પાલન કરતો ન થાય તો ધ્યેયનિષ્ઠે તે પક્ષને છોડી દેવો જોઈએ.

યશવંતરાવ પોતાના પક્ષને સહકાર આપવાની આવશ્યકતાને મહત્ત્વ આપતા રહ્યા છે

૧૯૩૨મા તેમણે ગાંધીજીની અસહકારની ચળવળમાં ભાગ લીધો એ વખતે એમની અવસ્થા હતી વિદ્યાર્થીની તે સમયે તેમણે પોતાના પક્ષ કોંગ્રેસની તરફેણમા રહી નાની–મોટી ઘટનાઓમાં અપૂર્વ સહકાર નોંધાવ્યો હતો.

'લોકક્રાંતિ' સાપ્તાહિક દ્વારા તેમણે પોતાના નવા વિચારોનો પ્રચાર કર્યો હતો.

જ્યારે તે કોલેજીઅન હતા ત્યારે માનવેન્દ્રનાથ રોયના ક્રાંતિકારક જીવનની તેમજ વિચારોની તેમના મન પર ઊંડી છાપ પડી હતી છતાં પણ તે એ પક્ષનો અભ્યાસ જ કરતા હતા એ પક્ષ કોંગ્રેસની અંદરનો જ એક પક્ષ હતો

યશવંતરાવે કોંગ્રેસમાં રહીને કોંગ્રેસમાં રહેલા એ પક્ષમાં કામ કરવા માંડ્યું. રાજકારણમાં હમેશાં તે તત્ત્વજ્ઞાન અને વ્યવહારના સંગમને મહત્ત્વ આપતા. કાર્લ માર્ક્સનો સામ્યવાદ, માનવતાવાદ અને રાષ્ટ્રવાદ–આ ત્રણે વાદને અભ્યાસ, અનુભવ અને અવલોકનથી એમણે તોળી જોયા હતા.

કોંગ્રેસે સ્વીકારેલો રાષ્ટ્રવાદ તેમને ખૂબ વાસ્તવિક લાગતો હતો. ગાંધીવાદ પ્રત્યે પણ તે અંધ અનુયાયી આંખે નિરખતા ન હતા. એમાં ઝળકતી દેશભક્તિના જ તે પૂજક હતા.

૧૯૩૯માં કોંગ્રેસમાંથી રોયપક્ષ છૂટો પડયો. આ પક્ષ સ્વતંત્ર પક્ષ તરીકે પોતાની કાર્ય પદ્ધતિ વિચારવા લાગ્યો.

રોયવાદ વ્યક્તિ સ્વાતંત્ર્યના ઊંચા તત્ત્વ પર અને માનવતાવાદ પર ઘડાયો હતો. યશવંતરાવને પણ રોયવાદે આકર્ષ્યા હતા.

૧૯૪૨ની સાલમાં રોયવાદીઓને યશવંતરાવે લોકશાહી સેવાની વાસ્તવિક ભૂમિકા સમજાવતાં કહ્યું.

'આપણે કોંગ્રેસની બહાર રહી સ્વતંત્ર પક્ષ સ્થાપીને કયું સક્રિય કામ કરી શકીએ તેમ છીએ? વ્યક્તિ સ્વાતંત્ર્ય અને માનવતાવાદના જે ધ્યેયને આપણે વફાદાર રહેવા ઇચ્છીએ છીએ, તે વફાદારી કોંગ્રેસમાં રહીને બજાવી શકાય તેમ ક્યાં નથી?'

કોંગ્રેસની અંદર રહીને પણ રોયવાદીઓ પોતાના ધ્યેયને પોષનારા વિચારો મુક્તપણે રજૂ કરી શકે તેમ હતા. કોંગ્રેસે રોયવાદીઓને તેમના ધ્યેય તજી દેવાની ફરજ કદિ પણ તેમના પર લાદી ન હતી.

યશવંતરાવે રોયવાદીઓને સમજાવ્યું કે, 'રોયવાદીઓનો આ ધ્યેયવાદ કોંગ્રેસની બહાર નીકળીને તરત જ મૂર્તસ્વરૂપ લેશે, એવી તરંગસૃષ્ટિમાં રાચનારાઓ વ્યવહારુ નથી; એ વાતની તેઓએ નોંધ લેવી આવશ્યક છે જ્યાં સુધી રોયવાદીઓને તેમના ધ્યેયવાદની

'સંઘટના કરવાની મનાઈ કરવામાં આવી નથી, ત્યાં સુધી રૉયવાદીઓએ પોતાના ધ્યેયને લગતા તત્ત્વજ્ઞાનની સિદ્ધિ માટે કોંગ્રેસમાં જ રહેવું જરૂરી છે. સામાન્ય જનતાને કેવળ વિચારોના વહનથી દોરવી શકાય નહી. તે ઉપરાત કોંગ્રેસને જનતાનો ટેકો છે. એટલે કોંગ્રેસમાંથી બહાર નીકળતાં રૉયવાદીઓ લોકોનાં હૃદયમાંથી પણ બહાર નીકળી જશે.'

યશવંતરાવે આપેલી આ વ્યવહારુ સૂચનાનો રૉયવાદીઓએ સ્વીકાર કર્યો નહી. યશવંતરાવ પોતે પણ એ સમય સુધી રૉયવાદના ચાહક હતા, પણ રૉયવાદીઓને જ રૉયવાદને ભયમાં મૂકતા જોઈ તેમણે તેમની પાછળ કોંગ્રેસ છોડવાનું મિથ્યા સાહસ કર્યું નહીં.

રૉયસાહેબે કોંગ્રેસમાથી બહાર નીકળી પોતાનો નવો પક્ષ સ્થાપ્યો. રૉયવાદીઓ એ પક્ષને મજબૂત કરવા માટે પ્રયત્નો કરવા લાગ્યા.

એક દશકો વીતિ ગયો બીજા દશકાની શરૂઆતમાં રૉયવાદીઓના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. કેમ કે તેમનો પક્ષ નામશેષ જ રહ્યો હતો. યશવંતરાવે ભાખેલું રૉયપક્ષનું ભવિષ્ય સત્ય નિવડયું હતું.

આવો જ દાખલો બીજો પણ એક બન્યો હતો.

૧૯૪૭ની સાલમાં 'કિસાન કામગાર પક્ષ' ઉર્ફે 'ઘેતકરી કામકરી પક્ષ' સ્થાપનાનો પ્રસંગ ઊભો થયો. એ પક્ષની સ્થાપનામાં જાતિય ભાવનાનું બળ અધિક પ્રમાણમાં હતું, ને તે જ તેનો પાયો હતો યશવંતરાવને એ પક્ષના આગેવાનોએ તેમનામાં ખેંચવાનો પ્રયત્ન કર્યો પણ યશવંતરાવે તેમને સત્ય સલાહ આપતાં જણાવ્યું :

'વિસમી સદીની લોકશાહીમાં કોમીવાદની તાકાત પર કોઈ પણ પક્ષ ટકી શકે નહી ખરેખર બહુજન સમાજનું હિત સાધવું હોય, તેમજ ખેડૂતોને ભણાવી-ગણાવી તેમને તેમના હક્કોનું ભાન કરાવવું હોય, તો તે કાર્યો કોંગ્રેસમા રહીને પણ થઈ શકે છે'

તેમણે શેતકરી કામકરી પક્ષના આગેવાનોને આપેલી આ બાજની સલાહ તરફ એ પક્ષના નેતા કેશવરાવ જેધેએ અને મોરેએ દુર્લક્ષ કર્યું

જેધે અને મોરેએ શેતકરી કામકરી પક્ષની સંસ્થાપનાને ચ ભાવીનું નહી યશવંતરાવની સલાહ તેમને યોગ્ય લાગી નહી. પરંતુ તે પક્ષની આજની સ્થિતિ લોકોથી અજાણ્યું રહ્યું નથી એ પક્ષ સંબંધે પણ યશવંતરાવે ભાખેલું ભવિષ્ય સત્ય નિવડ્યું.

કોઈ પણ રાજકિય પક્ષના નેતાઓ પોતપોતાના મતભેદ વ્યક્ત કરતા હોય છે એમ કરવાનો તેમને હક્ક હોય છે છતાં પક્ષની કાર્યવાહક સમિતિ જે નિર્ણય કરે, તેને તેઓએ માન્ય રાખવો પડે છે માન્ય ન રાખે તો તે સભ્ય શિસ્તનો દ્રોહી લેખાય છે. લગભગ અનેક પ્રસંગે પક્ષના પ્રતિનિધિમંડળનો ઠરાવ દરેક પક્ષના સભ્યે સ્વીકાર્યો જ હોય છે જે સભ્યને એ ઠરાવ રુચિકર લાગ્યો ન હોય તેણે પણ પ્રતિનિધિમંડળના નિર્ણયને માન્ય રાખવો પડે છે

સંયુક્ત મહારાષ્ટ્રના પ્રશ્ન પર યશવંતરાવે શરૂઆતથી જ પોતાના વિચારો રજુ કર્યા હતા એમના વિચારો 'ભાષાવાર પ્રાન્ત રચના' એ મુદ્દાને અનુસરનારા હતા પોતાનો મત જાહેર કરતી વખતે એમણે એ મતને દુરાગ્રહનું રૂપ આપવાની આવશ્યકતા કદિ પણ ઊભી કરી નથી સંયુક્ત મહારાષ્ટ્રના પ્રશ્નને એમણે રાજકારભારની સગવડની દૃષ્ટિએ જ વિચાર્યો છે

એકભાષી રાજ્યની રચનાથી લોકો ભાષાને લગતી બધી મુશ્કેલીઓનું જલ્દીથી નિરાકરણ કરી શકે છે સામાન્ય કક્ષાના લોકોનું પ્રમાણ કોઈ પણ દેશમાં મોટું જ હોય છે એ વિશાળ વર્ગ તેમની માતૃભાષા જેની સરળતાથી સમજી શકે છે, એનો દશાંશ ભાગ પણ તે બીજી ભાષા સમજી શકતો નથી

'મરાઠીભાષી પ્રદેશમાં મરાઠી ભાષાનું અને ગુજરાતીભાષી પ્રદેશમાં ગુજરાતી ભાષાનું રાજ્ય રાજકર્તાઓ તેમજ લોકો માટે વધારેમાં વધારે અનુકૂળ છે'

આ વાસ્તવિક સત્ય જ યશવંતરાવે ભજવેલી સંયુક્ત મહારાષ્ટ્રની માગણી પાછળની ભૂમિકા હતી

લોકશાહીમાં ખાસ કરીને કોઈ પણ નિર્ણયને અંતિમ નિર્ણય માનવો જોઈએ નહીં. છતાં યશવંતરાવ અનેક વાર રાજ્યરોષાર માટેના વહન તરફ ઇશારત કરતા રહ્યા છે

પક્ષો અને પક્ષકારો માટે પાર્લામેન્ટનો ચૂકાદો તે ચૂકાદો છે યશવંતરાવે પણ પાર્લામેન્ટનો ઠરાવ મંજુર રાખ્યો એ ઠરાવ મંજુર રાખતી વખતે એમણે દ્વિભાષી મુંબઈ રાજ્યને યાવત્ચંદ્ર દિવાકરૌ માન્યું–મનાવ્યું ન હતું તેમ છતાં તેમણે લોકસભાના નિર્ણયને વધાવી લીધો હતો

લોકસભાના નિર્ણયને સ્વીકાર્યા પછી એમણે કેવી કેવી આપત્તિઓ સહન કરવી પડી છે તેની માહિતીઓ વર્તમાનપત્રોમાં સવિસ્તર આવી ગઈ છે

મુંબઈ રાજ્યનું વિભાજન કરવું પડશે' એવો મત તેમણે ઉચ્ચાર્યો હતો

તેમનું તે કથન આજે સત્ય નિવડ્યું

## [૨૪] યશવંતરાવની નહેરૂભક્તિનું તાત્પર્ય

ભારતમાં કોંગ્રેસ ઉપરાંત કમ્યુનીસ્ટ પક્ષ, પ્રજા સમાજવાદી પક્ષ, હિન્દુ મહાસભા પક્ષ વગેરે ગજક્રિય પક્ષો અસ્તિત્વમાં છે હાલ રાજગોપાલાચાર્યનો સ્વતંત્ર પક્ષ પણ અસ્તિત્વમા આવ્યો છે.

કેટલુંક નવુ આવે ને એટલું જૂનું વિસર્જન થાય, એ ઉક્તિ પ્રમાણે કેટલાક જૂના રાજક્રિય પક્ષો વિખરાઈ ગયા છે

યશવંતરાવ મહા મુંબઈ રાજ્યના મંત્રી થયા, તે માટે તેમની નહેરૂભક્તિ અને કોંગ્રેસના વરિષ્ઠ મંડળની ભક્તિ કારણભૂત છે એમ મહારાષ્ટ્રમાં ને ગુજરાતમાં પણ કેટલાક માણસો માનવા લાગ્યા હતા

આ માન્યતા ધરાવનારાઓ યશવંતરાવના વિચારોમાં રહેલું હાર્દ સમજ્યા ન હતા, એમના કર્તવ્યનો અભ્યાસ કરી શક્યા ન હતા

વિશાળ મુંબઈ રાજ્ય વિસ્તાર અને જનસંખ્યાની દૃષ્ટિએ ભારતમાં પ્રથમ કોટિનું ઘટક રાજ્ય લેખાયું છે અને મુંબઈ શહેર ભારતનું પહેલા વર્ગનું વ્યાપારી કેન્દ્ર તેમજ બંદર છે

મુંબઈ રાજ્ય દ્વિભાષી ઠરાવાયું અને એ વિશાળ રાજ્યના પ્રથમ સચિવ શિરોમણી થવાનું સદ્ભાગ્ય યશવંતરાવે પ્રાપ્ત કર્યું એમાં એમના વિચારો અને કર્તવ્યની મોટી મદદ છે

લોકોમાં પ્રાન્તવાદ ઉદારતાથી અને સગવડ-વૃદ્ધિની દૃષ્ટિએ વ્યાપક થવો જરૂરી હતો, પણ તે વદિ વિરોધી વિરોધી તરફ જુએ છે, તે દૃષ્ટિ પ્રાપ્ત કરી

મુંબઈમાં કટોકટી ઊભી થઈ હતી. અરાજકતાના અંગાર ભડભડતા હતા; પણ યશવંતરાવે પોતાના બુદ્ધિકૌશલ્યથી તે અંગારને બૂઝવી નાંખ્યા. ભારતના સર્વોપરી ઘટક રાજ્યને અરાજકતાથી બચાવ્યું.

મહારાષ્ટ્રના ખ્યાતનામ તર્કતીર્થ લક્ષ્મણ શાસ્ત્રી જોશી કહે છે:

'મહારાષ્ટ્રમા લોકશાહી પક્ષ રાજનીતિશાસ્ત્ર અનુસાર ભાષાવાર પ્રાન્તના પ્રશ્ન બાબત જો કોઈની ભૂમિકા સ્વચ્છ હોય તો તે એક માત્ર યશવંતરાવની.'

યશવંતરાવની ભૂમિકા ખરેખર મૂળભૂત સિદ્ધાંતને અનુસરતી રહી છે.

કમ્યુનીસ્ટો અને બીજા પક્ષો ભાષાવાર પ્રાન્તરચના પ્રશ્નને ઉપાડી લેતી વખતે કોંગ્રેસને પાછી પાડવાનો જ હેતુ ધરાવતા હોય એમ લાગતુ હતું કેટલાકના એ પ્રયાસો પાછળ સત્તા હાથ પર લઈ લેવાની રમત દેખાઈ આવતી હતી.

આ લોકોએ કરેલા પ્રચારોથી મહારાષ્ટ્રીઓનાં ને ગુજરાતીઓનાં નાગરિક જીવન કલુષિત બનવાના સંજોગો સર્જાયા હતા

તેઓ વિચારોની મર્યાદા છોડી અંધ ભાવનાવાદમાં નાચવા લાગ્યા હતા.

આ પ્રમાણે ભાવનાવાદના આવેશથી ઉભરાતા સમુદ્રમાં કોંગ્રેસનુ વહાણ ચકડોળે ચઢ્યુ હતું. તે એટલું બધું અસ્થિર બન્યું હતું કે તેને સ્થિર કરવા માટે અદ્ભૂત સામર્થ્ય વેરવું પડે

યશવંતરાવે નૈતિક હિમ્મતના જોરથી કોંગ્રેસી નાવનું સુકાન હાથમા જાળવી રાખી નાવને સ્થિર કર્યું

એમણે લોકશાહીમાં જડાઈ રહેલા પક્ષ રાજનીતિશાસ્ત્ર તરફ બધાનુ ધ્યાન ખેચ્યુ. ધ્યાન ખેચવા સાથે પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો : 'વાદળાં ઘેરાયા છે; ગાજવીજ કરવા લાગ્યાં છે. તમારી નૌકાને ચલાવતા ના! જોખમ છે.'

આ ખ્યાલ કોંગ્રેસનૌકાના સહકારીઓના મગજમાં ખાસ ઉતર્યો નહીં, અને તેના જે કંઈ અંશો ઉતર્યા તે પણ વિકૃત રીતે.

કેટલાક સહકારીઓ તો યશવંતરાવ તરફ શંકાથી જોવા લાગ્યા. કેટલાક એમને વિશ્વાસઘાતી માનવા લાગ્યા.

આંધી શમી ગઈ. તોફાની સમુદ્રમાં કોંગ્રેસનું જે વહાણ સપડાયું હતું; તે કિનારે પહોંચ્યું. શંકા કરી બેઠેલાઓને તેમજ જુદા જુદા વિકલ્પોમાં ડૂબી જનારાઓને ખાતરી થઈ કે લોકોનું બળ કોંગ્રેસની પાસે જ છે.

કૂતર્ક કરી ચૂકેલા સહકારીઓએ યશવંતરાવનું નેતૃત્વ સ્વીકાર્યું; યશવંતરાવને પોતાના નેતા બનાવ્યા.

વિશાળ મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન તરીકે કોણ આવશે, એ પ્રશ્ને ચકચાર મચાવી હતી. યશવંતરાવના કર્તવ્યો તેમજ વિચારોથી જેઓ સર્વથા અજ્ઞાન હતા. તેઓ તો કલ્પનામાં પણ માનતા ન હતા કે યશવંતરાવ મોરારજી દેસાઈની જગાએ આવશે.

અચાનક જ્યારે મુંબઈ મહા રાજ્યના ચીફ મિનિસ્ટર તરીકે યશવંતરાવ જાહેર થયા; ત્યારે મહારાષ્ટ્ર તેમજ ગુજરાતના સમજદાર લોકો પણ માનવા લાગ્યા: 'યશવંતરાવ સંબંધે દૈવયોગ થયો છે. યશવંતરાવની અંધ નહેરૂનિષ્ઠાએ જ એમને આ સ્થાન આપ્યું છે.'

આવું માનનારાઓએ યશવંતરાવના ભાષણમાં વપરાયેલા 'નહેરૂનિષ્ઠા' શબ્દને પકડી લીધો હતો.

પણ આવું માની બેઠેલાઓ તેમની માન્યતાના મૂળમાં સાવ ખોટા હતા. કેમ કે સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળે જોર પકડયું ન હતું. તે સમયે યશવંતરાવ બોલ્યા હતા:

'મારી સામે સંયુક્ત મહારાષ્ટ્ર કે નહેરૂ ? આ વિકલ્પ નિર્માણ થાય તો હું 'નહેરૂ'ને પસંદ કરું.'

આ—' નહેરુ '—જવાબનો સીધો અર્થ કરવાની જરૂર હતી. અહીં નહેરુનો અર્થ હતો ' ભારત '.

સંયુક્ત મહારાષ્ટ્ર જોઈએ કે ભારત ? આ પ્રશ્નના જવાબમાં યશવંતરાવે પહેલી પસંદગી ભારતને આપી હતી.

મજા તો એ છે કે યશવંતરાવના એ ઉત્તરને અવળું રૂપ તે સમયે અપાયું ન હતું; પણ તે બાદ બે-સવાબે વર્ષ પછી જ્યારે સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળે ભેદદ જોર પકડયું ત્યારે સંયુક્ત મહા રાષ્ટ્રવાદીઓએ ' નહેરુનિષ્ઠા 'નો અર્થ ' અન્ધ સ્વામિનિષ્ઠા ' કરવા માંડયો.

એમ તો શંકરરાવ દેવે સને ૧૯૫૫ના નવેમ્બરની ૪થી તારીખે આકોલામાં ભાષણ કરતી વેળાએ ઉચ્ચાર્યું હતું:

' સંયુક્ત મહારાષ્ટ્ર માટે ઝઘડો કરીને નહેરુને ગૂમાવવાના નથી જ '

શંકરરાવ દેવના કથનથી યશવંતરાવ ચવ્હાણનું કથન કયાં—કેટલું નિરાળાપણું ધરાવે છે ?

નહેરુના વિચારો સાથે યશવંતરાવ નેહેમી સહમત થતા રહ્યા છે.

૧૯૪૨ની ચળવળમાં જે પ્રમાણે યશવંતરાવે સ્વાતંત્ર્યની ક્રાન્તિકારી લડતનું નેતૃત્વ લીધું હતું; તે પ્રમાણે મહાત્મા ગાંધીજીના છૂટકારા પછી દેશમાં ઠંડું વાતાવરણ ફેલાયું તે સમયે યશવંતરાવે સતારા જિલ્લામાં પોતાના વિચારોનું નેતૃત્વ આપ્યાની વાત સર્વશ્રુત છે.

યશવંતરાવ પોતાના વિચારો તેમજ કર્તવ્યના તપોબળથી આગે બઢતા રહ્યા છે.

## [૨૫] સાંગલીમાં ભાષણ

યશવંતરાવે સંયુક્ત મહારાષ્ટ્રની માગણી કરનારાઓનો વિરોધ કર્યો. એ વિરોધ પાર્લામેન્ટે લીધેલા નિર્ણયને આભારી હતો. પાર્લમેન્ટના નિર્ણયને માનવાની રાજનૈતિક ફરજદારી લેખાઈ છે. છતાં યશવંતરાવના વિરોધીઓએ સમસ્ત મહારાષ્ટ્રમાં એમને મહા રાષ્ટ્રદ્રોહી ઠરાવી દેવાની કોશિશ કરી. 'મહારાષ્ટ્રના મારેકરી' 'સૂર્યાજી પિસાળ' વગેરે પ્રકારની બદનામી કરનારી ઉપાધિઓ 'સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ'એ યશવંતરાવ પર વર્ષાવવા માંડી.

૧૯૫૬ના ફેબ્રુઆરી માસમાં અમૃતસર કોંગ્રેસ પછી યશવંતરાવે પોતાની ભૂમિકા જાહેરમાં મૂકવાનો નિશ્ચય કર્યો. તે સમય પૂર્વેની સ્થિતિ જ વિરોધીદળે એવી કરી મૂકી હતી કે યશવંતરાવ પાસે સ્પષ્ટીકરણનો સુઅવસર આવવા જ ન પામે, વાતાવરણ જ એવું વિરોધી બન્યું હતુ કે યશવંતરાવ મહારાષ્ટ્ર તેમજ ભારત; બન્નેના સમાન લાભની વાત કરે તો પણ લોકો એમ જ માને કે આ તો સૂર્યાજી પિસાળનું જ વક્તવ્ય ચાલી રહ્યું છે.

ભાષિક રાજ્યની માગણીની ધમાલ–ધાંધલે દેશભરમાં દેશની ભાવનાને દૂર હટાવી પ્રાન્તિક તથા જાતિય સંકુચિત પ્રવૃત્તિઓને ઉભરાવી મૂકી હતી. સરહદના ટંટાને શત્રુરાષ્ટ્ર પ્રમાણે ભારતના નાગરિકોએ જોવા માંડ્યો હતો. પ્રાન્તભેદે અમુક પ્રાન્તના લોકો વચ્ચે દુશ્મનીનો આવેશ ઉછળતો કરી મૂક્યો હતો.

મુંબઈ રાજ્યમાં પણ પરિસ્થિતિ કથળવા લાગી હતી. ગોળી-બારો થવાથી જનતા પ્રક્ષુબ્ધ બની ગઈ હતી.

પ્રાન્તવાદ એટલો બધો અંધ બની ગયો હતો કે લોકો શાનો કયો અનર્થ કરે છે, એનું ય લોકોને ભાન રહેતું ન હતું. ભાષિક રાજ્યની માગણીની વિરુદ્ધમાં દલીલ કરવા જનારાઓએ માર ખાવો પડતો હતો. રાષ્ટ્રીય સરકારના પ્રધાનો તેમજ કર્મચારીઓ તરફ પણ પ્રાન્તિક આંખે જોવાતું હતું. લોકોને પ્રાન્તવાદનો નશો ચડયો હતો એમ કહેવું ખોટું નથી.

આ કઢંગી સ્થિતિમાંથી દેશને બહાર લાવવાના હેતુથી કોંગ્રેસે ભાષિક રાજ્યના ધોરણનો ત્યાગ કરી શકાય તેટલી બહુભાષી પ્રજાઓ-ના રાજ્યો રચવાનો ઠરાવ અમૃતસર કોંગ્રેસમાં મંજૂર કર્યો હતો. રાષ્ટ્રીય એકતાને વધારનારો આ જ અમૃતસર કોંગ્રેસે દેશભરને આપેલો એક સંદેશો હતો.

યશવંતરાવે પ્રથમ સંયુક્ત મહારાષ્ટ્ર પક્ષ તોડી સાંગલીમાં કોંગ્રેસના વિચારો જાહેર રીતે પ્રગટ કરવાનું ધૈર્ય દાખવ્યું. 'અમૃતસર કોંગ્રેસ અધિવેશનનો જ સંદેશો' એ જ એમના ભાષણનો વિષય હતો. વીસેક હજાર માણસો એમનું ભાષણ સાંભળી રહ્યા હતા.

સાંગલીમાં વસંતરાવ પાટીલના નેતૃત્વ નીચે કોંગ્રેસનું સંગઠન મજબૂત હતું. એથી સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિનો ઉપદ્રવ ઊભો થયો નહીં.

સાંગલી સ્ટેશન આગળના ચોકમાં ભાષણ કરતાં યશવંતરાવે કહ્યું : 'વિકટમાં વિકટ પ્રસંગે પણ જેમણે રાષ્ટ્રની આઝાદી મેળવી દેવામાં પૂરતો સાથ આપ્યો છે, એમને હું સાથ આપી રહ્યો છું એટલા માટે જ મને સૂર્યાજી પિસાળ કહેવામાં આવે છે ? સ્કૂલ-કોલેજમાં પણ વિદ્યાર્થીઓ મુંબઈના પ્રશ્ન પર અસંતોષની લાગણી વ્યક્ત કરવા લાગ્યા છે. ગયા થોડાક વર્ષમાં પ્રગતિ પર ગયેલા સામાન્ય

માણસોને નીચે ઉતારી પાડવાનો આ એક દાવ છે, એમ મારું માનવું છે '

**યશવંતરાવના ભાષણની ટૂંકી વિગત :–**

'હું સાંગલી શહેરમાં ઘણા વખતે આવ્યો છું. મારા પર લોકોનો ગુસ્સો છે જેમને ન રુચે તેઓ મારા મતને ફગાવી દે. પણ મારો મત પ્રકટ કરવાનો મને ભારતની લોકશાહીમાં અધિકાર છે. એ અધિકારને કોઈ ખૂંચવી શકે તેમ નથી આજે જે મતભેદ ઊભો થયો છે; તે મતભેદ સંયુક્ત મહારાષ્ટ્ર મેળવી દેવાના માર્ગ બાબતનો છે. હું આ મતભેદને ઢાંકી દઉં તે ઇચ્છનીય નથી. ગત ત્રણ મહિના 'મહારાષ્ટ્રનો મારેકરી' 'આધુનિક સૂર્યાજી પિસાળ' આ જાતની ગાળો મને દેવામાં આવે છે. એની વેદના મારા અંતઃકરણમાં છે. પણ આ આરોપ તમે લોકો કઈ દૃષ્ટિએ મારા પર મૂકો છો ? જો હું સૂર્યાજી પિસાળ તો તમારા આ પ્રશ્ને શિવાજી મહારાજ કોણ ? અને ઔરંગઝેબ કોણ ? અને એ શિવાજી શું કાળા નિશાનો લઈને ચાલે છે ? મને કેવળ બદનામ કરવાનો હેતુ હશે તો તે કદાચ ફલિભૂત થશે. પણ સત્ય કદિ બદનામ થવાનું નથી એક વખત એવો આવશે કે વિરોધીઓ પણ કબૂલ કરતા હશે કે ૧૯૫૫–૫૬માં હું જે બોલી રહ્યો છું, તે સાચું હતું. જેઓએ એક તરફી પ્રચારનો વંટોળ ઉડાવ્યો છે તેમને રસ્તો દેખાયો નથી અને જેમને તે દેખાયો છે તેમનું સાંભળવા પણ તમે તૈયાર નથી મારી ભૂલ બદલ હું 'માફ કરો' કહેવાનો નથી હું તો ભૂલ બદલ શિક્ષા ભોગવીશ. લોકશાહી રાજકારભાર જનતાની નિકટમાં લાવવા માટે એક ભાષિક રાજ્યની ચળવળ આપણે ચાલુ કરી. તેમાંથી જ સંયુક્ત મહારાષ્ટ્રની માગણી બહાર નીકળી. તેવી જ કાનડી, ગુજરાતી, હિન્દી, તામિલ વગેરે ભાષાઓનાં ભાષિક રાજ્યો માંગવામાં આવ્યાં. આ જાતની ભાષિક રાજ્યની માગણી વખતે તેનું ચિત્ર કેવું હતું ? અને અત્યારે તેનું સ્વરૂપ કેવું છે ? એ બાબતનો ખ્યાલ કરવો જોઈએ. સંયુક્ત મહારાષ્ટ્રનો નકશો ચાર જગાએ ફાટેલો હતો મનડાવાડ તૂટક હતો. તે

ભાગ હૈદરાબાદ સરસ્થાનમાં વિંટળાઈ પડ્યો હતો. હૈદરાબાદનું રાજ્ય પૂર્ણપણે વિલીન થશે કે નહીં તે બાબતની શંકા સેવાતી હતી. નાગપુર હિન્દી વિભાગમાં હતુ. પછી બાકી રહ્યુ આપણું બાર જિલ્લાનું મહારાષ્ટ્ર। આ સર્વ વિભાગ એકત્ર કરવાનો આપણો નિશ્ચય હતો. સ્વરાજ્યની અને કારભાર સરળ કરવા માટે આપણે આ મેળવણી કરવાના હતા. અમે અમારી માગણી માંડવાનો આરંભ કર્યો. પૂર્વનો આ બાબતનો અનુભવ શું હતો? પૂર્વના બન્ને કમિશનોથી, ફાઝલઅલ્લી કમિશનથી બેવણ વાત જન્મ પામી.

મરાઠાવાડ આ મહારાષ્ટ્ર રાજ્યમા આવે, એ રા. પુ કમિશને માન્ય કર્યું. પણ તે સાથે વિદર્ભનું સ્વતંત્ર રાજ્ય આ મહારાષ્ટ્ર માટે સંકટ હતું. આ યોજના વિરુદ્ધ મહારાષ્ટ્ર કોંગ્રેસે અવાજ ઉઠાવ્યો. વિદર્ભનું સ્વતંત્ર રાજ્ય એ અન્યાય છે, એમ નેતાઓએ કહ્યુ, તે તે માન્ય કરવામાં આવ્યું.

ગત ત્રણ મહિનાની પ્રગતિ લક્ષમાં લો.

પણ થયુ છે એ, કે એ જે સારું હોય તે પર પરદેનાં ખવો અને ઠામ-ઠેકાણુ વગરનુ હોય તે સંબંધે પ્રચાર કરવો; એ આજની એક પ્રથા થઈ પડી છે

મહારાષ્ટ્ર કોંગ્રેસે નકાર્યું એટલે રા. પુ. કમિશનનું દ્વિભાષી ગયું; તે કોઈ પણ કાળા નિશાનથી મયુ નથી. મહારાષ્ટ્ર કોંગ્રેસે તે ગૂગાવ્યું છે, એમ હું ફરીથી કહું છું।

યશવંતરાવે આગળ કહ્યું :

'આઠ જિલ્લાનો આ વિદર્ભ પ્રદેશ. ગત બેત્રણ સદીથી વિદર્ભે સ્વતંત્ર રાજ્યની ભાવના નિર્માણ કરી હતી. અને ખુદ અમે અકોલા, કરારથી વિદર્ભના નાના રાજ્યના તત્ત્વને માન્ય કર્યું હતુ. તો પણ એકબાપી રાજ્ય માટે વિદર્ભને મજેતું રાજ્ય કાઢી નાખવામાં આવ્યું. અને તે રાજ્યનો ભાગ મહારાષ્ટ્રમા આવ્યો. આજે જે બન્યું તે કઈ નિષ્ઠાથી બનાવાયું?

હવે રહ્યાં બે દુઃખો।

એક મુંબઈનો પ્રશ્ન અને મહારાષ્ટ્રની સરહદ મુંબઈ મહારાષ્ટ્રને મળ્યું નહીં એટલે પ્રત્યેક મરાઠીભાષી માણસને થયેલા દુઃખમાં હું પણ સહભાગી છું, પણ વિરોધકોની આજે એવી ભૂમિકા છે કે મુંબઈ મળી નહીં—મુંબઈ ગઈ તેનીયે હરકત નહીં, પણ આજ કોંગ્રેસ મરવી જોઈએ

અહીં કહેવું જોઈએ કે બીજા બધા પક્ષ મરે અને આ દેશમાં કાયમ માટે કોંગ્રેસનો જ કારભાર રહે, એવું મારા મનમાં કદી પણ થયું નથી બીજા પક્ષ આ દેશમાં જોઈએ જ

**મારી પરમેશ્વરને એટલી જ પ્રાર્થના છે, કે ભારતમાં લોકશાહી અખંડ રાખજે.** પછી ગમે તે પક્ષ હો પક્ષ એ અખિલ ભારતીય નિષ્ઠા, તત્ત્વ અને સંગઠન પર જીવંત રહે છે

પંડિત નહેરુ જ્યારે ફોર્મોસાનો પ્રશ્ન નિરખવા જાય છે અને એ પ્રશ્ન ચકારીને દૃષ્ટિ પર લો એવો પરદેશમાં પોકાર કરે છે ત્યારે પંડિત નહેરુની ઇજ્જત વધે છે અને તે જ જ્યારે દેશમાં જણાવાય છે ત્યારે કહેવામાં આવે છે, કે કોંગ્રેસ મરી જવી જોઈએ

મારી ભૂમિકા એવી છે કે સંયુક્ત મહારાષ્ટ્ર મેં વશું જ, એ શબ્દપ્રયોગ અવિનયી છે, ભૂલ ભરેલો છે એક ઘરમાં રહેનારા અમે ભાઈ-ભાઈ એકત્રિત રહીએ કે જુદા જુદા; આ પ્રશ્ન છે

એ પ્રકરણમાં શિવાજીનું નામ આગળ પડતું કરવામાં આવે છે પણ એ કોઈએ વિસરી જવું જોઈએ નહીં કે શિવાજી પછી ઇતિહાસ ત્રણસો વરસ આગળ વધ્યો છે શિવાજી તે સમયની પરદેશી સત્તા સામે લડતા હતા આપણા રાષ્ટ્રના વિભાગોને દબાવી બેઠેલી વિદેશી તાકાત સામે લડતા હતા; દુશ્મન જોડે લડતા હતા આજે મહારાષ્ટ્ર કોને દુશ્મન માને છે?

મુંબઈ સબંધે સ્પષ્ટીકરણ કરતા તે આગળ બોલ્યા :

'મુંબઈ નહીં તો [એ એવું મેં કદી કહ્યું નથી મુંબઈ માટે ચળવળ નહીં જોઈએ એમ મેં કહ્યું છે અને કહું છું. કોંગ્રેસ નિષ્ઠાએ અમે સ્વરાજ્ય મેળવ્યું અને પ્રજાસત્તાક રાજ્ય તૈયાર કર્યું તે રાજ્યનો પ્રયોગ કે એમ આપણે કહીએ છીએ. તો શું તે નિષ્ઠાથી આ પ્રશ્ન છૂટી શકનાર નથી ?

બીજી વાત-હંમેશાં કહેવામાં આવે છે, કે કોંગ્રેસની બહાર અને અંદર ઝઘડા કરો. કોની સાથે ઝઘડો કરવાનો ! ગુજરાતની સાથે ! ગુજરાથી વેરથી મુંબઈ મળવાનું નથી, અને કદાચ મળશે તો પણ તે મુંબઈ, મુંબઈ હશે નહીં.

જે શક્તિ અને નિષ્ઠા પર મોટા મોટા સવાલોના નિરાકરણ થયા છે, તે શક્તિ અને નિષ્ઠાથી શું આ પ્રશ્નનું નિરાકરણ નહીં થાય ? અમૃતસરનું કોંગ્રેસ અધિવેશન આજ વિચારોથી ભરાઈ ગયું હતું. ત્રીસ-પાત્રીસ માઈલ પર પાકીસ્તાનની સરહદ અને અમે ત્યાં જ શીખોના અને મહાપંજાબનાં સરઘસો કાઢવામાં આવ્યાં, એ દૃશ્ય કયા રાષ્ટ્રપ્રેમી માણસે અભિમાન લેવા જેવું છે !

અગાઉ કદી બન્યું થયું નથી; એવું રાષ્ટ્રીય એકતાનું વિચાર-બળ આ વર્ષે નિર્માણ પામ્યું હતું.

પ્રથમ પંચવર્ષીય યોજનાને સમાપ્ત કરી બીજી પંચવર્ષી યોજના દ્વારપ્રવેશ પામે છે. તે સમયે અંદરો અંદર ઝઘડા વગેરેની શરૂઆત કરી ત્યારે દેશના નેતાઓના મનમાં દુઃખ થયું. તેમનાથી આ પ્રશ્નનું નિરાકરણ થઈ શક્યું નહીં, એ વાતની વેદના તેઓને પીડે છે, પણ તેઓએ આ બંધનના દુઃખને મનમાં રાખ્યું નથી કે નામ નહીં આપું, પણ જ્યારે મહારાષ્ટ્રમાં બનેલા પ્રકારોની વેદના મેં જન્મ સુધી ભુલાવાની નથી; આ મતલબના વાક્યો એક આગેવાને ઉચ્ચાર્યાં તે વખતે ખુદ પંડિતજી પોતાના ભાષણમાં બોલ્યા, 'મહારાષ્ટ્રમાં

બનેલા બનાવોની અસર સો વરસ સુધી રહેનારી છે, વાત ખોટી છે. ભાઈ-ભાઈ વચ્ચેના પ્રકરણને તોફાન કહેવાય નહીં.'

ઝઘડાની ભાષા બંધ થવી જોઈએ. મુંબઈ નો પ્રશ્ન ચાળે પડવાનો જ-નિશ્ચિતપણે ચાળે પડવાનો, એ હું કહું છું. પણ તે ક્યારે, તે હું કહી શકું નહીં.

'સાધનાનો વિચારપૂર્વક સ્વીકાર કરો, સાધ્ય આપોઆપ મળશે. આ પ્રમાણે મહાત્મા ગાંધીએ કહ્યું છે.'

યશવંતરાવે પોતાના તરફ થયેલા કટાક્ષપાતોનો ઉલ્લેખ કરતાં કહ્યું:

'મારી વિરુદ્ધ એમ પણ કહેવાય છે, કે મેં કર્યું છે શું કે હું જે કંઈ બોલું છું તે વર્તમાનપત્રો મોટા મોટાં મથાળાં આપીને છાપે છે? આવા મને ઉતારી પાડીને ફગાવી દેવાના અનેકવિધ દાવપેચ ખેલનારાઓને મારે એ કહેવું જરૂરી છે, કે હું રાજકારણમાં દાખલ થયો તે વખતે સેવાનો અધિકાર સાથે લઈને જ આવ્યો છું. જે લોકોને મારા કાર્યો પ્રત્યે અણગમો હોય તેઓ મને એસેમ્બ્લીમાં ન મોકલે. પણ મારા સેવાના હક્ક પર તરાપ મારવાની કોશિશો થતી રહે તેને હું શી રીતે આવકારી શકું? અને એવી કોશિશ કરનારાઓએ યાદ રાખવું જરૂરી છે, કે હું કંઈ કાગળનો ટૂકડો નથી કે એમની ફૂંકથી ઉડી જાઉં

પચીસ વર્ષનું મારું રાજકિય જીવન જનતામાં આગળ પડતું રહ્યું છે. હજી પણ મારા જાહેર જીવનને કસોટીની એરણ પરથી પસાર કરાવવા હું તૈયાર છું. આમાં અહંકારની માત્રા નથી, જે સત્ય છે તે જ કહું છું કૃષ્ણાનાં પાણી અને માટીથી હું એવો અડગ ઘડાયો છું કે રાજકિય ક્ષેત્રમાંથી કોઈનો હટાવ્યો હટું નહીં.

જેમણે આ દેશને જીવન આપ્યું, માટીમાંથી સોનું બહાર કાઢ્યું—તેમને ધિક્કારનારી બૂમાબૂમ સાંભળવા કરતાં મૃત્યુ લાખ દરજ્જે સારું છે આવું અનુચિત પગલું લેનારી જનતા મહારાષ્ટ્રી

નથી. આ પ્રવૃત્તિ પાછળ એમની સ્વાર્થ-પટુતા છૂપાયેલી છે, તેમની જ આ ચસમપોષી છે

પણ આવી ચસમપોષી કરનારાઓએ સમજી લેવું જોઈએ કે કોઈ યુગમાં કોઈનાયે ચસમપોષીની સત્તા ટક્યું નથી. હું આંધી નહેરુને મહત્ત્વ આપું છું, તેમને મહાન કહેતો રહું છું એની જ આ તકરાર છે ને?

વારુ, હું એમને મહાન ન માનું તો કોને માનું? સ્વાતંત્ર્ય-દિન જેવા શુભ મંગલ દિવસે ધ્વજ ઉપર માળા ચાવળ ફરકાવનારાઓને મહાન માનું? સુખસગવડી અને આરામગાહોનો ત્યાગ કરી દેશ માટે ફકીરી લેનાર તેમજ દેશધર્મની વેદિ પર જીવન અર્પણ કરી દેનારા વકીલને મહાન ન કહું તો બીજા કોને મહાન કહું? અને સત્યને સત્ય કહું છું માટે જ મને સ્વાર્થી પિરોજી કહેવામાં આવે છે?'

છેલ્લાં કેટલાંક વર્ષોમાં પ્રગતિની અદ્ભુત સાધના કરનારા સાધારણ કોટિના માણસોને પાછળ પાડી દેવાનો આ એક દાવ છે એમ મારે આજે કહેવું પડે છે. મુંબઈ સંબંધેનો મારો આગ્રહ હું નહેરુ પાસે પણ પડતો મૂકી દેવાનો નથી. પણ સામાન્ય માણસોની આંખમાં પણ દાન જે વીર પ્રગટ્યું છે ને એથી જેઓ રાષ્ટ્રવાદની પવિત્ર પ્રવૃત્તિને આરાધના આપી ગયા છે તેઓ માર્ગભ્રષ્ટ થાય છે એમ તેમને કહેવું એ કેવું અવિચારીપણું છે!

મને તો જે યોગ્ય લાગે છે, તે જ હું સ્પષ્ટપણે કહેતો રહું છું અને કરવાનો છું.'

યશવંતરાવના ભાષણની આ ટૂંકી રૂપરેખા જ કહી આપે છે, કે કોંગ્રેસ તરફ ની એમની મનોભાવના કેટલી વિશુદ્ધ છે! એમની શ્રદ્ધા કેટલી ઊંડી છે.

એ માત્ર મહારાષ્ટ્રના કે ગુજરાતના નહિ, પણ ભારતના છે. ભારતને સ્વાધીનતા અપાવનાર કોંગ્રેસ છે ને તે કોંગ્રેસપક્ષે અચળ

ઊભા રહેલા દેખાય છે. સત્તા હાથ કરવાની દાનતથી ગમે તેવા પ્રચંડ તેમજ લોકોના મગજમાં ન ઊતરે તેવા મહાભેદી પ્રયત્નો કરનારાઓ એમને હરાવી શકે તેમ નથી, એ એમનું ભાષણ કહે છે.

ગુજરાતીઓને યાદ હશે કે સાડા ત્રણ–ચાર વર્ષ અગાઉ મુંબઈ પ્રદેશમાં કોંગ્રેસને ફેંકી દેવાનો જે પ્રયાસ થયો હતો તે વખતે એસ. કે. પાટીલ અને યશવંતરાવ ચવ્હાણ; એ બન્નેને સૂર્યાજી પિસાળ નામ આપવામાં આવતાં હતાં.

## [૨૬] વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્યના પ્રથમ મુખ્ય પ્રધાન

ભારતે આઝાદી મેળવ્યા પછી જુદી જુદી રીતે પ્રાન્તરચનાં કરવાની અનેક સલાહ–સૂચના જાહેરમાં આવતી રહી હતી. 'ભાષાવાર પ્રાન્તરચના કરો' આ માગણી જૂની હતી. પણ એ માગણીએ અમુક સમય સુધી વિકૃત રૂપ લીધું ન હતું.

લોકોની આંખમાં કોંગ્રેસ વિરુદ્ધ કડવાશ ઊભી કરવાના ઇરાદાથી કોઇ કોઈ પક્ષે 'ભાષાવાર પ્રાન્તરચના કરો'ની માગણીને વિકૃત રૂપ આપ્યું. આ માગણીએ મુંબઈ ઇલાકાના મહારાષ્ટ્રીઓ તથા ગુજરાતીઓમાં આંધળો પ્રાન્તવાદ પ્રસારવાનું કામ કર્યું.

એ સમયે કોંગ્રેસના મુખીઓએ દ્વિભાષી રાજ્ય રચવાનું ધોરણ વહેતું મૂક્યું. આ ધોરણને સમુદાયોના સમુદાયોએ ટેકો આપ્યો હતો. ગુજરાતી તથા મરાઠીભાષી પ્રજાઓ વચ્ચે અણગમો થવા ન પામે એવું ઇચ્છનારાઓનો પણ એક વિશાળ સમુહ અસ્તિત્વમાં હતો. તે કોંગ્રેસના આ ધોરણને સત્કારવા લાગ્યો.

યશવંતરાવ લોકસભાના બીજા પ્રશ્નો ઉપર મહા મુંબઈ રાજ્યનો નિર્ણય પસાર કરવા માટે તનતોડ પ્રયત્ન કરતા હતા. કોંગ્રેસ કાર્યકર્તાઓને ભાષિક રાજ્યની ચળવળના પ્રગાઢ અન્ધકારમાં યશવંતરાવ દિપક જેવા માર્ગદર્શક જણાતા હતા. તેમના સતારા અને પુના જિલ્લાના પ્રવાસે પ્રેમવાદ માટે પ્રચાર કરવાનું ધૈર્ય ઉપસ્થિત કર્યું.

મહારાષ્ટ્ર કોંગ્રેસમાં એમણે રાજીનામાના ઠરાવ પર જે તાત્વિક વિરોધની ભૂમિકા લીધી તે ભૂમિકા પર જ સહુએ આવવું પડ્યું.

એથી થયું કે એ રાજીનામાના ઠરાવ વખતે સ્વેચ્છાથી જ જે કાર્યકર્તાઓ યશવંતરાવની સાથે ગયા હતા, તેમાં માર્ગ ભૂલેલા જે કાર્યકર્તાઓ હતા તેમની ભરતી થવા લાગી. મહારાષ્ટ્ર કોંગ્રેસની ચૂંટણીનું નિયંત્રણ કરનારા મંડળની વૃદ્ધિ વખતે સિદ્ધ થયું કે યશવંતરાવ જ મહારાષ્ટ્ર કોંગ્રેસના સૂત્રધાર છે.

ભાઉસાહેબ હીરે પોતાના અસ્થિર ધોરણથી કોંગ્રેસને જાળવી શકશે, એવો કોઇને પણ વિશ્વાસ ન હતો.

આવી પરિસ્થિતિમાં લોકસભાએ નિર્માણ કરેલા વિશાળ મુંબઈ રાજ્યના આગેવાનની ચૂંટણી માટે ૧૬મી ઓકટોબરના રોજ જુના મુંબઈ રાજ્ય, સૌરાષ્ટ્ર, વગડ અને મરાઠાવાડ; આ પ્રદેશોના આગેવાનોની એક સંયુક્ત સભા યોજાઈ. અહીં એ સ્પષ્ટ કરવાની જરૂર છે, કે મહારાષ્ટ્ર કોંગ્રેસના ઘણા સભ્યોએ એવું નક્કી કર્યું હતુ કે મુખ્ય સચિવના પદની મહારાષ્ટ્રમાંથી જ કરવાની એવું ચોક્કસ થાય તો યશવંતરાવને જ પસંદ કરવા છે

૭ મહિના પછી સાર્વત્રિક ચૂંટણી થવાની હતી તે સમય દરમિયાન મંત્રીમંડળ રચવાનું હતું. તે કારણથી મોરારજી દેસાઈ સામાન્ય ચૂંટણી થાય ત્યા સુધી મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન રહેશે એવી શકયતા જણાતી હતી. બહુમતીથી તે ચૂટાઈ આવત, પણ જે વખતે તેમનું નામ સૂચવાયુ તે વખતે 'એકમતથી ચૂટણી થશે તો જ હું નેતૃત્વ સ્વીકારીશ' આ મતલબનુ એમણે નિવેદન કર્યું.

ભાઉસાહેબ હીરેએ મોરારજી દેસાઇનો વિરોધ કર્યો. એથી યશવંતરાવ ચવ્હાણનું નામ સૂચવાયુ, અને ૩૩૩ વિરૂદ્ધ ૧૧૧ મતે યશવંતરાવ આવ્યા

સહુથી નાની ઉંમરના યશવંતરાવ ભારતમાં સહુથી મોટા રાજ્યના મુખ્ય પ્રધાન થયા

તા. ૧-૧૧-૧૯૫૬ના રોજ યશવંતરાવે વિશાળ મુંબઈ રાજ્યનું સત્તા-સુકાન હાથમાં લીધું

એ મુખ્ય પ્રધાન થયા પછી એમને માન આપવાનું પ્રથમ માન મુંબઈના ગિરણી કામદારોએ પ્રાપ્ત કર્યું. એ લોકશાહીની અને અને સમાજવાદી ધોરણી દૃષ્ટિનું વિરાટ સ્વાગત છે, પ્રતિક છે.

યશવંતરાવ વિશાળ મુંબઈ રાજ્યના ચીફ મિનિસ્ટર થવાથી મુંબઈના કામદારોમાં હર્ષનું વાતાવરણ ફેલાઈ ગયું હતું.

કિસાનો એ બીનાથી ખુશખુશાલ હતા કે આપણામાંનો એક કિસાન આજે મહા મુંબઈ રાજ્યના સચિવ શિરોમણિપદ પ્રાપ્ત કરે છે

મહારાષ્ટ્ર કોંગ્રેસ તરફથી પૂના ખાતે તા. ૨૧મી ઓક્ટોબરના રોજ જાહેરસભામાં યશવંતરાવનો સત્કાર કરવામાં આવ્યો

તા. ૨૮મી ઓક્ટોબરના રોજ મુંબઈમાં સાતારકર કામગાર તરફથી યશવંતરાવનો સત્કાર યોજાયો, —તે વખતે એમણે જણાવ્યું "

' મારી કચેરીના દરવાજા સહુ કોઈ માટે ખુલ્લા છે. હું જ સહુને નિમંત્રણ કરું છું કે મારા કાર્યમાં મેં ભૂલ કરી છે અથવા ભૂલ કરી રહ્યો છું; એવું જેમને જણાઈ આવે તેઓ બેધડક મારી પાસે આવે અને મારી ભૂલ મને સમજાવે. ખરેખર હું ભૂલ્યો હોઈશ કે ભૂલતો હોઈશ તો મારું ભૂલભરેલું ધોરણ બદલવામાં હું જરા જેટલીયે ઢીલ કરવાનો નથી

સાતારકર મંડળીએ મારો સત્કાર કર્યો, એ જ મારા માટે હર્ષની બીના છે મારું બહુમાન કરી સાતારકર મંડળીએ પોતા પર મોટી જવાબદારી સુદ્ધાં ખેંચી લીધી છે મુંબઈની સાતારકર મંડળી હવે શું કરે છે તે તરફ બધા લોકોનું બારીકાઈથી ભરેલું

લક્ષ પ્રચરવાનું છે આ પ્રસંગે પ્રત્યેક સાર્તારકરે પોતાને થોડો ઘણો મુખ્યમંત્રી માનવો અને તે અંગેની જુમ્મેદારી પોતાના માથા પર છે એમ સમજવું. આ મારી વિનંતિ છે.'

યશવંતરાવે પોતા પરની જવાબદારીનો ખ્યાલ આપતાં કહ્યું:

'મારા પર જે જવાબદારી મૂકવામાં આવી છે; તે મારા પોતાના ગુણોને આભારી નથી; પણ સને ૧૯૨૮માં ને ૧૯૩૦માં જે નવી તાકાત અસ્તિત્વમાં આવી તે તાકાતને આભારી છે હુ તો તે તાકાતનો જ એક પ્રતિનિધિ છું. એ તાકાત તરફ આકર્ષાયેલા લોકોએ જ મારા પર જવાબદારી મૂકી છે.

શિક્ષણનો મહીમા ગામડામા પ્રસરતો થયો છે. જનતા-જાગૃતિનો તબક્કો ગામડા સુધી પહોંચતો થયો છે આર્થિક અને સામાજિક ન્યાયની માહિતી ગામડામા પ્રકટ થઈ છે. એ બધાં આકર્ષણોમાથી જ આ નવી તાકાતનો જન્મ થયો છે.

જો આ નવી તાકાત જીવન મેળવશે ને કાર્યક્ષમ રહેશે તો જ મને યશ મળશે. તમારે પણ એ તાકાતને જીવાડવા સાથે મજબૂત કરવાની છે

મારા પર ખેડૂત તરીકેનો વ્યાવસાયિક બોજો તો નથી જ, છતાં એ સંસ્કારોથી હું જરાય દૂર નથી. ગામડાંમા બેસુમાર ગરીબી છે, એ હું જાણું છું. અજ્ઞાનનો અંધકાર છે, એની મને ખબર છે. એ અનિષ્ટો નષ્ટ કરવાના મારા પ્રયત્નો નબળા પડવાના નથી. એ કાર્યમા મને સિદ્ધિનો અંશ નહીં મળે તો લાખ વાર પ્રાપ્ત થનારું મુખ્ય મંત્રીનું સ્થાન નકામું છે. એમ હું માનું છું.

મારી આ જવાબદારીની જ મને ચિન્તા છે. મારા પ્રત્યે અપૂર્વ પ્રેમ ધરાવનારો વર્ગ પણ છે ને મારો વિરોધ કરનારો વર્ગ પણ છે. આ ઘર્ષણ વચ્ચે કામ કરવાની મારી ધગશ જોર પકડે છે'

યશવંતરાવના આ ભાષણમાં એમનું બહુમાન કરનારાઓ પ્રત્યે એમની ભાવના કેટલી વિશાળ છે! મુખ્ય મંત્રીની જવાબદારીનો જ એમણે સીધો સાદો ચિતાર રજુ કર્યો છે

એ અગાઉ મહારાષ્ટ્ર કોંગ્રેસ તરફથી પૂનામાં એમનો સત્કાર થયો હતો. એ પ્રસંગે એ બોલ્યો હતા '

'મને આપાઈ રહેતું આ માન વ્યક્તિગત નહી, પણ હુ જે સંગઠનનો સેવક છુ તે સંગઠનને અર્પણ રણુ છે. હુ તેની વતી આ સન્માનનો સ્વીકાર કરુ છુ'

આ ભાષણમાં પણ તેમણે પોતાના પક્ષને જ મોખરે કર્યો. પોતે પોતાના પક્ષને લીધે જ ઉજ્જવલ છે એમ જણાવ્યુ જનતનો ઊંચામા ઊંચો સિપાહી આવી જ શિસ્ત વ્યક્ત કરે આ શિસ્ત અને આ ભક્તિ જ કહી આપે છે, કે તે કર્તવ્યની નિકટમાં અને ગર્વથી દૂર છે

એ પછી એમણે એ બાદના છ મહિનાનો ખ્યાલ આપતાં કહ્યું -

'હવે પછીના જે છ મહિના આવી રહ્યા છે તે મહિના પસાર કરતી વેળાએ બુદ્ધિ યત્ન અને ધૈર્યની મદદ લેવાની છે કેમ કે વિચાર વમળોથી ભરેલા અનેક પ્રશ્નોને આપણે થાળે પાડવા પડશે એ કાર્યમાં બધાનો સહકાર જ સફળતા અપાવશે મને ખાતરી છે, કે આપણે નિષ્ફળતા મેળવવાના નથી કેમ કે સગમર આપણો મદદગાર છે'

એટલું કહી એમણે દ્વિભાષિક તંત્ર સબંધે અગત્યની વાત કહી -

'મહારાષ્ટ્રને દ્વિભાષિક તંત્ર નીચે આવવાનુ આવાહન થયુ છે આ આવાહન મહારાષ્ટ્રને યશ અપાવનારુ નિવડશે એવી હુ શ્રદ્ધા સેવી લો છુ આપણો બધો કારભાર ખુલ્લો રહેશે એક દ્વિભાષિક મહારાષ્ટ્રના સમર્થનમા ને બીજો ખંડનમા આવા દ્વિદાવ પેચવાળો પ્રશ્ન આપણી પાસે ટકવાનો નથી'

આ વાક્યો દ્વારા યશવંતરાવે લોકસભાના નિર્ણયને ખૂબ મહત્ત્વ આપ્યું. લોકસભાના નિર્ણયનો સ્વીકાર કરવો એ કર્તવ્ય છે એમ પણ કહ્યું અને એ કર્તવ્યનું પાલન પ્રત્યેક ભારતવાસીએ કરવું જ જોઈએ, એ પણ સ્પષ્ટ કર્યું. આગળ ચાલતાં તે બોલ્યા.

'મારા પર બહુ મોટી જવાબદારી આવી પડી છે, એ હું જાણું છું અને તે પાર પાડવા માટે હું પ્રયત્નોની સીમા સુધી પહોંચતાં અચકાવાનો નથી. ઇતિહાસે મહારાષ્ટ્ર અને ગુજરાત પર મહત્ત્વની જવાબદારી મૂકી હોવાથી બન્નેના કર્તવ્યોને આ એક આવાહન છે.'

યશવંતરાવ કર્તવ્યોને આગળ ધરી ગુજરાતીઓ તેમજ મહારાષ્ટ્રીઓ સામે આવતા સમયને કસોટી રૂપે ઓળખાવી ગયા.

વિધાનસભામાં તે બોલ્યા. 'આજ સુધી હું મારા વિચારો પ્રામાણિકપણે લોકો આગળ રજુ કરતો આવ્યો છું. મારો કોઈ પણ વિચાર મેં છૂપાવ્યો નથી. જે વખતે મારે તેવું કરવું પડશે તે વખતે હું જાહેર જીવનમાંથી નિવૃત્તિ લઈ લેવાનો.'

વ્યાખ્યાન આગળ ચલાવતાં તેમણે કહ્યું, 'હું મારા કાર્યમાં' 'તમે સહકારની ભિક્ષા આપો' એમ કહી રહ્યો છું. સહકારની ભિક્ષા માટે તમારી સામે હાજર થયો છું. જેઓ વડીલો છે તેઓ મને આશિર્વાદ આપે અને જેઓ સમાન વયના છે, તેઓ મને હાથ આપે. સહકાર સિવાય કોઈ પણ કાર્યની સફળતા શક્ય નથી, આપણી સામે અનેક મુશ્કેલીભરેલા સવાલો ઊભા છે—તેમના નિરાકરણ માટે સહકાર આવશ્યક છે. તે માટે પ્રથમ આજનું વાતાવરણ બદલવું જોઈએ. આજના વાતાવરણમાં અવિશ્વાસની ને રાગદ્વેષની જે ભાવનાઓ વહેતી થઈ ગઈ છે, તેને બદલ્યા વિના સહકાર સ્થપાય જ નહીં. સહકાર સ્થાપવા માટે પરસ્પરમાં સમર્પણ સ્પર્ધા પ્રગટાવવી જરૂરી છે. જનમૈત્રીનું સાધન આ દૃષ્ટિએ જ હું સત્તા પામેલો જોઈ-લો છું. એ માટે જ સત્તાનો ઉપયોગ થવો જોઈએ, એ મારો

મત છે જો યોગાયોગે મને નેતાપદે લાવી મૂક્યો તો યોગાયોગ જ મને મારી જવાબદારી પાર ઉતારવાના કાર્યમાં સહાયક નિવડશે, એવી હું આશા સેવું છું '

યશવંતરાવે પૂનામાં આપેલું આ વિદ્વત્તાસભર ભાષણ સાંભળી ભલભલા સદસ્યો વિસ્મિત બની ગયા મામાસાહેબ દેવગિરિકર મહારાષ્ટ્રના જાણીતા અગ્રેસર છે એમણે યશવંતરાવના બુદ્ધિચાતુર્ય, સ્પષ્ટ વક્તૃત્વ પ્રમાણિકતા, રાજનીતિજ્ઞતા વગેરે સદ્ગુણોની પ્રશંસા કરી અને એમના પર આવેલી જવાબદારીને એ પાર ઉતારશે, એવી શ્રદ્ધા વ્યક્ત કરી

૧૯૫૬ ના નવેમ્બર માસની ૧ લી તારીખે યશવંતરાવના પ્રધાનમંડળનો સોગનવિધિ થયો પ્રધાનમંડળની નિમણૂક અને દફતરો સોંપવાની બાબતમાં એ સ્વતંત્ર હતા એમણે ગુજરાત, સૌરાષ્ટ્ર, વિદર્ભ મરાઠાવાડ અને મહારાષ્ટ્ર એ સર્વ વિભાગને યોગ્ય પ્રતિનિધિત્વ આપી મંત્રીમંડળની કાર્યક્ષમતા જળવાઈ રહે એ નજરે નિમણૂક ને દફતરની વહેંચણી કરી

મંત્રીમંડળમાં નાશિકના નેતા ભાઉસાહેબ હીરે, વિદર્ભના અગ્રેસર સિયાણી અને હૈદરાબાદના માજી ગૃહમંત્રી દિગંબરરાવ બિન્દુ જેવા જબરજસ્ત કોંગ્રેસ લીડરોને સ્થાન ન મળવાથી અનેક વ્યક્તિઓ નવાઈ પામી

આ બાબતમાં વિરોધી પક્ષના સભ્ય કાંબળેએ જણાવ્યું કે પ્રતિનિધિત્વના ધોરણને ન્યાય અપાયો નથી કાંબળેએ ૨૧૧ સભ્યોનું પીઠબળ ધરાવતા ભાઉસાહેબ હીરેને મંત્રીમંડળમાં કેમ લેવાયા નથી, આ પ્રશ્ન ઉઠાવ્યો આ પ્રશ્ન દ્વારા વિરોધીઓનું એમ કહેવાનું હતું કે મંત્રીમંડળની પસંદગી કરવામાં યશવંતરાવે પ્રતિનિધિત્વના ધોરણનો ભંગ કર્યો છે આ એક જાતનું આવાહન હતું

વિરોધીઓએ કરેલા એ, પડકારને યશવંતરાવે ઝીલી લીધો. એમણે કાવળેને જણાવ્યું:

'વિધવાને કંકુ લગાડવાની તાલાવેલી શી?'

આ ઉપર દત્તા દેશમુખે કહ્યું : 'હું અવિશ્વાસનો ઠરાવ લાવીશ'

જવાબમાં યશવંતરાવે જણાવ્યું : 'તમારું આવાહન ઝીલવા હું તૈયાર છું'

વિરોધ પક્ષ માનતો હતો કે ભાઉસાહેબ હીરેના એકસો અગિયાર આદ્યો યશવંતરાવે સ્થાપેલા મંત્રીમંડળની વિરુદ્ધ અવિશ્વાસનો ઠરાવ પસાર કરાવવામાં મદદગાર બની જશે. એમની આ ભ્રમણાને દૂર કરવાના ઇરાદાથી જ યશવંતરાવે એમનું આવાહન ઝીલવાની ઉત્સુકતા દાખવી

એમણે દાખવેલી ઉત્સુકતાનો ધ્વનિ એ હતો કે મારા વિરુદ્ધ અવિશ્વાસનો ઠરાવ તેઓ મંજુર કરી શકવાના નથી યશવંતરાવ પોતે મુખ્ય મંત્રી થયા ત્યારથી મંત્રીપદની મુદત પૂરી થાય ત્યાં સુધી પોતાના પક્ષનો વિશ્વાસ મેળવી લેવાની પોતાની આત્મશ્રદ્ધા ધરાવતા હતા. ખાતાની વહેંચણી બાબતમાં પણ ગૃહખાતું મહારાષ્ટ્રને મળવાનું નથી અને તે ન મળે તે માટે ઉછરંગરાય ઢેબર, મોરારજી દેસાઈ વિઘ્ના ઊભા કરે છે, આવી માન્યતા ફેલાતી હતી તે સાથે મહારાષ્ટ્રના કોઈ પણ નેતાને ગૃહખાતું સંભાળતાં આવડતું નથી. આ જાતનો સૂર પણ ફેલાતો હતો. પણ યશવંતરાવે ગૃહખાતું પોતાની પાસે રાખી થોડા મહિનામાં જ તેને યશસ્વી બનાવી દીધું, અને તે એટલે સુધી કે કનૈયાલાલ મુન્શી જેવા એક માજી ગૃહમંત્રીનું પ્રમાણપત્ર પ્રાપ્ત કર્યું

તેમણે વિશાળ મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાનપદે વિરાજીત થઈ ગૃહખાતું એટલા બધી કુશળતાથી સંભાળવા માંડ્યું છે, કે જનતાએ ચકિત થવું પડ્યું છે.

આ રાજ્યમાં સર્વ મરાઠી તેમજ સર્વ ગુજરાતી પ્રદેશ આવી જવાથી એવી દહેશત ઊભી થઈ છે, કે અમુક ભાષી પ્રદેશ અમુક પ્રકારનો લાભ નહીં મેળવી શકે અથવા ભાષિક રાજ્યને અંગે મળનારો લાભ હવે જતો રહેશે. આ જાતની દહેશત રાખવાની કોઈએ જરૂર નથી. આ સમય પૂર્વે જે ભાગને જે જાતનો લાભ મળતો હતો, તે લાભ તે ભાગને મળતો જ રહેશે.

મહત્ત્વની વાત તો એ છે, કે બન્ને પ્રજા એકબીજાને સહાયક થઈ શકે ને સંયુકત રીતે વિકાસને સાધી શકે એવી સુવર્ણ તક ગુજરાતી તેમજ મરાઠી બંધુઓની સામે આવી ઊભી રહી છે.

આ વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્ય તેની સમગ્ર પ્રજાની આકાંક્ષા પૂર્ણ કરવાનું છે, એટલું જ નહીં; પણ તેના વિકાસ માટે અધિક પ્રયાસો આરંભવાનું છે. આ બાબતની હું તમને ખાતરી આપુ છું.

હવે ભાષા અને સાસ્કૃતિક વિકાસ સંબધી કયા પ્રશ્નો ઊભા થશે, તે સમજવું કઠિન છે. આજે આપણા ભારતમાં ૧૪ પ્રાદેશિક ભાષા સરકાર માન્ય છે અને તેમનો વિકાસ કોઈ પણ નિર્બંધ પણ વગર ચાલુ છે તે ન્યાયાનુસાર એક રાજ્યમાં બે ભાષા આવ્યાથી ઉભય ભાષિક લોકોના સાંસ્કૃતિક વિકાસ સાધવા શકય છે ભાષાવાર રાજ્ય રચનાની માગણીની મૂળ કલ્પના એવી છે, કે સર્વ-સામાન્ય લોકોને એમનો રોજનો વ્યવહાર એમની ભાષામાં કરવો સુગમ થઈ પડે. પોતાની ભાષા દ્વારા લોકો સરકારને પોતાની મુશ્કેલીઓ સહેલાઈથી જણાવી શકે માતૃભાષા દ્વારા સહુ પોતાના બાળકોને શિક્ષણ આપી તેમની બૌદ્ધિક તેમજ સામાજિક પ્રગતિ કરી શકે અને મનોરંજનના સાધનો દ્વારા પણ લોકો પોતાની ઉન્નતિ સાધી શકે; આ બધું આપણા દ્વિભાષી મુંબઈ રાજ્યમાં થતું રહેશે, એ હું નમ્રતાથી કહી દેવા ઇચ્છું છુ. નવા મુંબઈ રાજ્યના ભાષિક પાયા પર બાંધા પાગેના બે વિભાગો છે એથી ભાષાના પાયા પર આધાર રાખનારો

સાંસ્કૃતિક વિકાસનો પ્રત્યેક વિભાગ રાજ્ય તરફથી ભરાતા યોગ્ય પગલાંનો જ છે. આજે જિલ્લાઓમાં રાજકારભારની ભાષા પ્રદેશિક ભાષા જ બની છે. આગળ જતાં શક્ય તેટલી જગાએ ઉચ્ચ કક્ષાના રાજ્ય કારભારમાં પણ પ્રાદેશિક ભાષાનો જ ઉપયોગ થશે. તેવી જ રીતે ઉભય ભાષાના નાટકો, નાટ્ય, સંગીત અને બીજી લલિતકળાઓને દ્વિભાષી રાજ્યની આર્થિક પરિસ્થિતિ પ્રમાણે, આજે અપાય છે એનાથી વધારે માત્રામાં ઉત્તેજન દેવાનું કાર્ય શક્ય બનતું રહેશે: એ વાત ધ્યાનમાં રાખવી જરૂરી છે. આ સ્થળે હું આ બાબત સ્પષ્ટ કરવા ઇચ્છું છું કે મરાઠી અને ગુજરાતી ભાષાની બરોબર જ ઈતર ભાષાનો પણ યોગ્ય આદર થતો રહેશે. આ બાબતમાં પક્ષપ્રપંચ કરવામાં નહીં આવે. આવી રીતે એકભાષી રાજ્ય થવાનો જે ફાયદો આપણને મળ્યો હોત તે જ ફાયદો દ્વિભાષી રાજ્યમાં મળશે જ. હેતુથી એકભાષી રાજ્યની માગણી થતી હતી તે હેતુ આપણા આ દ્વિભાષી રાજ્યમાં પાર પડી શકશે, એમ કહું તો તેમાં જરાય અતિશયોક્તિ નથી.'

યશવંતરાવે આ પ્રમાણે મરાઠીભાષી તથા ગુજરાતીભાષીઓને તટસ્થ રાજકારભાર માટેની ખાતરી આપી એકભાષી રાજ્યરચના સંબંધે ઉચ્ચાર્યું:

'સિવાય ભાષિક વિચાર રાષ્ટ્રીય વિચારનો પૂરક રહેવો જોઈએ આ બાબતમાં તો બેમત છે જ નહીં. આવી સ્થિતિમાં કોઈ પણ ક્લેશ ન કાઢતાં આ રાજ્યને યશસ્વી કરીને દાખવવું એ જ આપણી ઐતિહાસિક જવાબદારી છે. સર્વના સહકારથી આપણે આ જવાબદારી પાર પાડશું એવી મને શ્રદ્ધા છે.

આ સ્થળે મારે એક વાત સ્પષ્ટ કરવી જોઈએ કે હું જે બોલું છું, તેમાં રાજકારણ કે પક્ષકારણ લાવવાની મારી ઇચ્છા નથી, હું આ પરંપરાને વળગી રહેવાનો છું આ બાબતનું આશ્વાસન આ પ્રસંગે આપવાની પણ મારી ઇચ્છા છે.

ભારતે લોકશાહી સમાજવાદી સમાજરચનાનું ધ્યેય કરવાનો નિર્ધાર કર્યો છે. લોકશાહીમાં વિવિધ પક્ષોનું મહત્ત્વ હું સમજી શકું છું. દેશહિત કેવી રીતે ને કયા કાર્યક્રમોથી સાધવા એ બાબતમાં મતભેદ થવા અપરિહાર્ય છે. ઉત્પાદનવૃદ્ધિ, આર્થિક અને સમાજિક સમતા, બેકારી નિવારણ; ઈત્યાદિ ઉદ્દિષ્ટપૂર્તિની બાબતોમા સર્વ પક્ષો સરકારથી સહકાર કરશે. કેમ કે સર્વને તે ઉદ્દિષ્ટો માન્ય છે, એમ હું માનું છું. સરભાગની ભૂલો થવી સ્વાભાવિક છે. સરકારનો હું પ્રતિનિધિ છું એ કારણથી હું પણ ભૂલમુક્ત રહું એ શકય નથી. તથાપિ વિરોધી પક્ષો અમારા કે સરકારની ક્ષતિ દાખવતા રહે. પણ માત્ર ક્ષતિ જ નહી, પ્રકાશ ખુબી પણ દાખવતા રહે એવી મારી તેમને વિનંતિ છે. લોકશાહીમા સરકારની ટીકા કરવા પાછળ તેના કારભારને સુધારવાની દૃષ્ટિ આવશ્યક છે. અને તે ટીકા વિધાયક અને તાત્વિક હોવી જોઈએ. વિઘાતક ને વૈયક્તિક ન હોવી જોઈએ.

પત્રકારીત્વ એ એક મોટી તાકાત છે. ભારતમાં ને વિશેષતઃ મુંબઈમા વર્તમાનપત્રોની પરંપરા બહુ મોટી છે. વર્તમાનપત્રોને આ પ્રસંગે હું સહકાર આપવા માટે આવાહન કરું છું. સરકારની ભૂલો બતાવવા સાથે સરકારે કરેલા સારા કામો તરફ જનતાનું ધ્યાન ખેંચી વર્તમાનપત્રો લોકશાહી સંવર્ધનનું મહત્ત્વ ભરપૂર કાર્ય કરી શકે છે. સરકારની લોકહિતોની યોજના જનતામાં સપ્રેમ મેળવી દેવાની કામગીરી કરી અખબારો મારી સરકારને મદદ કરે મારી વિનંતિ છે.

નવા દ્વિભાષી રાજ્યથી આપણા બધા પરની જવાબદારી અનેકગણી વધી છે, એ હું જાણુ છું. ભારતીય રાજ્ય ઘટના મુજબ આપણા દેશમા જે લોકશાહી યંત્રણા ઊભી કરવામા આવી છે, તે યંત્રણા દ્વારા નવા મુંબઈ રાજ્યના કારોબારની ધુરા સંભાળવાનું મને જણાવવામા આવે છે. આવા પ્રકારે તમે સહુએ મારું બહુમાન કર્યું છે તે બદલ હુ સર્વનો કૃતજ્ઞ છું. નવા મુંબઈ રાજ્યના પ્રથમ

મુખ્ય મંત્રી તરીકે એ રાજ્ય યશસ્વી કરવાની જવાબદારી બજાવતાં કરતાં વધારે ભારી છે અને તે પાર પાડવાનું હું અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરીશ. નવા મુંબઈ રાજ્યમાં જાત, ધર્મ કે ભાષાના અને પ્રાદેશિકતાના તત્ત્વો પર ભેદભાવ ઊભા કરવામાં આવશે નહીં. જે દિવસે દ્વિભાષી રાજ્યનો ઉદય થયો, તે દિવસે સર્વ ભાષિકવાદ શમી ગયો; એવું માનીને જ આપણે કાર્યારંભ કરી દેવો જોઈએ. હિંબહુના દ્વિભાષી અને એકભાષી આ શબ્દપ્રયોગો આગળ જતાં બંધ થશે તો તે આનંદની વાત છે. ગઈ ગુજરી ભૂલી જઈ આપણે નિર્મળ મનથી કામે લાગી જઈએ.

રાજ્યમાં સર્વ જનતાની શુભેચ્છા મારી પીઠ પાછળ મોજુદ છે, એવું માનીને જ હું નવા રાજ્યના કારભારની શરૂઆત કરવાનો છું.

સ્વરાજ્ય પૂર્વે આ જ રાજ્યે નામવંત એવો કારભારપદ મુંબઈ રાજ્યને જ નહીં; અખિલ ભારતને આપ્યો છે. આ નવીન રાજ્ય મહાત્મા ગાંધીની ને લોકમાન્ય ટિળકની કર્મભૂમિ તેમજ પુણ્યભૂમિ છે. સર ફિરોજશાહ મહેતા, નામદાર ગોખલે, શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ જેવા રાજકારણ ધુરંધરો મુંબઈ રાજ્યમાં જ થઈ ગયા. સરદાર વલ્લભભાઈ પટેલ અને આચાર્ય વિનોબા ભાવે જેવા નરરત્નોથી મુંબઈ રાજ્યની પ્રતિભા સર્વત્ર ઝગમગે છે.

સ્વરાજ્ય પ્રાપ્તિથી શ્રી. બાળાસાહેબ ખેર અને શ્રી. મોરારજી દેસાઈ જેવાઓએ મુંબઈ રાજ્યની નિષ્પક્ષપાતી અને કાર્યક્ષમ કારભારની પતાકા ફરકાવી છે. હું તેમને પગલે ચાલી નિષ્પક્ષપાતી રાજકારોબાર ચલાવવાનો પ્રયાસ કરીશ. મારા આ કાર્યમાં વડિલો આશીર્વાદ આપે. મારા બરોબરીઆ તેમજ મારાથી નાનાઓની મદદની મને જરૂર છે. એ જરૂરીઆત પૂરી થાય અને સેવા કરવાની મને સુંદર તક મળતી રહે એવી જગન્નિયંતા પરમેશ્વરને મારી પ્રાર્થના છે.'

યશવંતરાવે આપેલા ભાષણમાં એમના હૃદયની સ્વચ્છતા તેમજ સર્વ બા.પીઓ પ્રત્યેની સમાન પ્રીતિ સ્પષ્ટ જણાઈ આવે છે.

એમની પણ કલ્પનામાં નહીં હોય કે વિશાળ મુંબઈ રાજ્યે દ્વિભાષી મટી એકભાષી બનવાનું ભવિષ્ય થોડા સમયમાં ઘડાઈ રહ્યું હશે !

યશવંતરાવે મુખ્ય મંત્રી તરીકેનો હોદ્દો સ્વીકાર્યો, તે પ્રસંગે તેમનો સર્વ પ્રથમ ભવ્ય સત્કાર કરાડનાગરીઓએ તા. ૧૪મી નવેમ્બરના રોજ કર્યો. કરાડ શહેરના ઇતિહાસમાં આ સત્કાર અભૂતપૂર્વ હતો.

લોકોમાં ઉમંગ ઉત્સાહનું વાતાવરણ છલકાતું હતું. જાણે જૂના જમાનામાં રાજભક્ત નરનારીઓ વિજય વરી આવેલા પોતાના રાજાને જોવા એકત્ર થયા હોય એવું જણાતું હતું. રસ્તામાં જ્યાં ને ત્યાં પુષ્પો, પુષ્પહારો તથા ગજરા દેખાતા હતા.

૧૨૦૦ જેટલા ફૂલહારોથી યશવંતરાવને કરાડની જનતાએ સત્કાર્યા હતા. આવો વિશાળ તેમજ સમૃદ્ધ સત્કાર મહારાષ્ટ્રમાં ક્યાં ને ક્યારે થયો હશે, તે પ્રશ્ન છે. સને ૧૯૪૬ની સાલમાં સતારા જિલ્લામાં મોટો સત્કાર થયો હતો; પણ તેમાં આટલી ખુશાલી ન હતી.

એક લાખથી વધારે જનસંખ્યા એકત્રિત થઈ હતી. કરાડ જેવા નાના શહેર માટે આટલી માનવ મેદની જ હર્ષની પરિસીમા સૂચવે છે.

આ સત્કાર મેદનીમાં આજુબાજુના ગામમાંથી આવેલા ગામડિયા પણ હતા. ખેડૂતો પણ ખૂબ મોટા પ્રમાણમાં ઉપસ્થિત થયા હતા.

કરાડની જનતાએ યશવંતરાવ માટે યોજેલો આ સત્કાર-સમારંભ ભવ્ય મેળો બની રહ્યો હતો.

અહીં એ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે, કે આ આનંદોત્સવ અગાઉ થોડા મહિના પૂર્વે મહારાષ્ટ્રમાં યશવંતરાવનો તિરસ્કાર કરવામાં આવ્યો હતો. તિરસ્કાર કરવાનું કારણ એ હતું, કે એમણે લોકસભાના નિર્ણયને માથું ઝુકાવ્યું હતું. લોકસભાએ મુંબઈમાં દ્વિભાષી રાજ્ય જાહેર કર્યું હતું.

દરેક સભ્યને એનો પોતાનો સ્વતંત્ર મત જાહેર કરવાનો અધિકાર મુજબ યશવંતરાવે પોતાનો અંગત મત સંયુક્ત મહારાષ્ટ્રની તરફેણમાં આપ્યો હતો; પણ લોકસભાનો નિર્ણય પ્રગટ થતાંની સાથે જ યશવંતરાવે બહુમતીના ફરમાનને માન્ય રાખ્યું હતું.

કેટલાક મહારાષ્ટ્રીઓ તે પ્રસંગે એવું માની બેઠા હતા, કે યશવંતરાવ ગુજરાતી નેતાઓના હાથમાં રમી ગયા છે, તેજ પ્રમાણે કેટલાક ગુજરાતીઓ એમ માનવા લાગ્યા હતા, કે જાહેરમાં ગુજરાતી કોંગ્રેસ લીડરોએ યશવંતરાવને પોતાના પક્ષે મેળવી લઈ કમાલ કરી નાખી છે.

લોકોમાં ફેલાયેલી બન્ને અફવાઓને માન્યતાઓ પાયા વિનાની હતી. ખરી કાઢવા જેવી હતી. ને યશવંતરાવ પોતાના પક્ષના ધ્યેયને અનુસર્યા હતા. તટસ્થ અને મહાન વ્યક્તિઓના સંબંધમાં ઘણીવાર આવી વિચિત્ર આંધી ઊભી થતી હોય છે. યશવંતરાવના રાજકિય જીવનમાં અનેક આંધી ઊભી થતી રહી છે એમાં આ પણ એક અજબની આંધી હતી.

કરાડવાસીઓએ આપેલા માનના ઉત્તરમાં યશવંતરાવ બોલ્યા: "દ્વિભાષી મુંબઈ રાજ્ય બાબતનો સંસદે લીધેલો નિર્ણય નવા યુગનો પ્રારંભ કરે છે. મહાત્મા ગાંધી અને લોકમાન્ય ટિળકના ઉદાર આદર્શ પાલનનું પ્રતિક છે.

કોઈ પણ નાનકડા સમુહની ઇચ્છાને પોષવા ખાતર લોકસભા પોતાના નિર્ણયને બદલનાર નથી. તે નિર્ણય બદલવાની તાકાત ફક્ત રાષ્ટ્ર પાસે જ છે એટલે કે લોકસભાની પાસે જ છે."

છ મહિના પૂર્વે યશવંતરાવને જે મહારાષ્ટ્રમાં ગાળોના વરસાદથી નવાજવામાં આવ્યા હતા, તેજ મહારાષ્ટ્રમાં જનતાએ એમનો સત્કાર કર્યો, અને યશવંતરાવે સપ્રેમ તે સ્વીકાર્યો.

... ડ પછી સાગલીમાં પણ એમનો ભવ્ય સત્કાર થયો. સતારામાં ... ની નગરપાલિકાએ અને દ. સતારા જિલ્લા લોકલબોર્ડે એમ ... પત્રો આપ્યા

એના ઉત્તરમાં યશવંતરાવે જણાવ્યું

'હું મુખ્ય પ્રધાન થયો એ જો કે આશ્ચર્ય છે, કે યુગમાંની વૃત્તિ ભારતમાં કામ કરતી થઈ ગઈ છે. કોઈ પણ માનવી કોઈ પણ ઊંચા સ્થાને જઈ શકે છે; એ બાબત આ વસ્તુથી (એટલે કે મેં પ્રાપ્ત કરેલા મુખ્યસચિવના સ્થાનથી) સિદ્ધ થઈ છે બહુજન સમાજને શિક્ષણનો લાભ મેળવી આપનારા મહાત્મા ફુલે અને રાજર્ષિ શાહુ મહારાજ થયા ન હોત, સ્વાતંત્ર્ય ચળવળ ચલાવીને માટીનું સોનું કરનારા મહાત્મા ગાંધી ન હોત અને સમાજવાદનો સાક્ષાત્કાર મૂર્તિમંત કરનારા પંડિત જવાહરલાલ નહેરૂ ન હોત તો દેવરાષ્ટ્રનો આ યશવંતરાવ ચવ્હાણ આજે ગાયો ચરાવનારો ગોવાળ જ બન્યો હોત. પણ ભારતમાં સ્થાપિત થયેલી નવી તાકાતના પ્રતાપથી હું તમને જણાઉં છું તે થયો છું '

મુખ્ય મંત્રીપદનો વિશેષ સાર સમજાવતાં તેઓ બોલ્યા : 'હું માનું છું કે મને મુખ્ય મંત્રીપદ આપ લોકોની સેવા કરવા માટે જ મળ્યું છે. નવું રાજ્ય વિશિષ્ટ પરિસ્થિતિમાં ઉપસ્થિત થયું છે

ગત બાર મહિનામાં હિન્દુસ્તાનમાં વિશેષત: પશ્ચિમ ભાગમાં જે આંદોલન થયાં તે જોઈ રાષ્ટ્રીય વિચારની પરંપરા જેમની વૃદ્ધિ થઈ છે તેમનામાં જ ઉદાસીનતા, નિરાશા નિર્માણ થયા વગર રહી નથી

આ સમયમાં જે ઘડાયું તે માટે એક વ્યક્તિ જવાબદાર નથી. થોડી ઘણી ભૂલોના વિચાર આગળ આવ્યા અને તેમાંથી જ આ ઘડતર થયું એ ભૂલોને આપણે હવે ભૂલી જવી જોઈએ સમય ઝડપથી બદલાતો જાય છે બદલાતા જમાનાની ખબર ન રાખીએ તો આપણું કામ આપણે પાર પાડી શકીએ નહીં '

તે આગળ બોલ્યા . ભાષિક રાજ્યની ચળવળને કંઈક મર્યાદા હતી લોકોએ તો ભાવનાને પ્રશ્ન બનાવી મૂક્યો ભાઈ-ભાઈ હતા

તે એકબીજાના વેરી બન્યા. આપણા સદ્ભાગ્યે એ ઘટના તે સમય પુરતી જ રહી. ૧લી નવેમ્બરથી જ ખરા અર્થમાં આપણે પુનઃ ભાઈ-ભાઈ બનવા લાગ્યા છીએ. વેરવિખેર પડેલા સર્વ મરાઠીભાષી પ્રદેશો ૧લી નવેમ્બરથી જ એકત્ર થયા છે. જ્યાં સુધી મરાઠી માતૃ-ભાષા હતી, તે મરાઠાવાડ દૂર હતો; તે પણ એકત્રિત થયો છે. અમે અલગ હતા તે અમારા સંસાર ફરીથી સંયુક્ત થવા પામ્યા છે. સોમનાથની સેવા કરનારા કાઠિયાવાડી ભાઈઓ અમારામાં જ સમાઈ પામ્યા છે. મુંબઈ માતાએ આપણને એકત્ર કર્યા છે. વિશાળ મુંબઈ રાજ્ય જ ઇતિહાસની નૂતન ઘટના છે. ઇતિહાસની આ નવી જવાબદારીને પાર ઉતારવામાં આપણે સફળ નહીં થઈએ તો દુર્ભાગ્યનો નવો ફેરો આવવાનો. પહેલું પગલું ભરવાનું સદ્ભાગ્ય મહારાષ્ટ્ર અને ગુજરાતને મળ્યું છે તે બદલ અભિમાન લેવું જોઈએ. એક રાષ્ટ્રીયત્વનો મહાન આદર્શ શીખવનારા ગાંધી-ટિળકના વારસા સેનાનીઓને નવીન પ્રકારનું આવાહન કરે છે. આ આવાહન ઉપાડી લેવું જોઈએ. રાજ્યકારભાર પોતપોતાની ભાષામાં ચાલે, દરેકની સંસ્કૃતિ વધે અને ભાષાનું સાહિત્ય વિકાસ પામે એ વાત કાઢી નાખવા જેવી નથી, ભાષાનો વિકાસ થશે લલિતકલા સમૃદ્ધ થશે. આ બન્ને સંસ્કૃતિ બહેન-બહેન બની હાથમાં હાથ નાખી ભારતની સંસ્કૃતિનો વિકાસ કરશે."

વિરોધીઓને ઉદ્દેશી તેમણે આગળ કહ્યું : 'વિરોધી મિત્રોને નમ્ર વિનંતિ છે, કે તેઓ ફરી ફરી વિચાર કરે. લોકશાહીમાં આપણી સર્વ મર્યાદા લોકસભાના નિર્ણય પછી પૂરી થાય છે. આપણે લોકસભાને નહીં માનીએ તો કોને માનીશું? હજારો વર્ષથી આપણામાં જે નિસ્તેજપણું, નિષ્ક્રિયતા વગેરે સત્વહીન રહ્યાં છે; તેને આપણે દૂર કરવાં જોઈએ. નવી શક્તિ અસ્તિત્વમાં આવી છે તે નવીન કદમ ઉપર ઊભા રહેવા માટે જ. આ પછી તો કયે રસ્તે જવું ને કયે રસ્તે ન જવું, એ જ વિવાદમાં અટવાઈ પડ્યા છીએ. અહીં જ

અટવાઈ તો જ્યાં જવું છે ત્યાં પહોંચવાની વાત જ નકામી થઈ પડશે જે કાજે માથું ફોડવામાં આવે તે કાર્ય જ સરે નહીં, તો માથું ફોડવાનો અર્થ શો ?'

નિષ્ઠાને મસ્તક આપવાના મુદ્દા પર બોલતાં પોતાનું ભાષણ આગળ ચલાવ્યું : 'ભારતની નિષ્ઠાને એકવાર મેં મસ્તક આપ્યું છે બીજી નિષ્ઠા માટે હું મસ્તક ક્યાંથી લાવું ? નિષ્ઠાની જ ભાવના વધારવી જોઈએ દેશમાં સામાજિક અને આર્થિક પરિવર્તન ઝડપથી થવા લાગ્યો છે આપણે પ્રયત્ન નહીં કરીએ તો પુરોગામી વિચારોનો પ્રવાહ જોરથી આગળ ધપશે આપણે આપણું જીવન સુધારવાના છે કંગાલીયત અને અજ્ઞાન દૂર કરવાની શક્તિ આપણામાં પેદા કરવાની છે લોકસભાનો નિર્ણય સ્વીકારીને ગરીબોનું રાજ્ય નિર્માણ કરવાની જવાબદારી આપણા પર છે એ માટે લાગે લાગુને કર્તવ્ય ભરપૂર રાખવાના છે તમારા અને અમારા પ્રશ્નો પણ જ તેમાં સફળતા મળવાની છે.

એ સગા-જોડીઆ ભાઈઓનું આ રાજ્ય એટલે સંસ્કૃતિનો પવિત્ર સંગમ આમાં કયા પક્ષનું રાજ્ય, આ દાવો અવશ્ય કરો, માત્ર રાજ્ય તોડી નાખવાનો વિચાર દેશહિતનો નથી જ શાણપણનો પણ નહીં જ. આપણા વિચારો પુનઃ રજુ કરવાની તક આવે ત્યારે સર્વ ભારતનું મન બદલવું પડશે લોકસભાએ વિચારપૂર્વક આ -નિર્ણય આપ્યો છે, તે મહાન પ્રયોગ હવે શરૂ થયો છે પૂર્વના વિગ્રહો હવે છોડી દો. રાજદ્રોહની ભાવના તજી દો કોંગ્રેસનો રાજવટ બદલવાનો તમને અધિકાર છે. તમે આ ઘરમાં આવીને જરૂર વસો. માત્ર કૃપા કરીને ઘરને જલાવવાના કે તોડવાના પ્રયત્નો ન કરો. મોટાભાઈ તરીકે હું વિનંતિ કરું છું ભાષાકીય ચળવળ હવે સમાપ્ત થઈ છે. તેને ફરી ફરી ચાલુ કરીને ઇતિહાસ પર સહી ન નાખો. ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે એ પૂર્ણ સત્ય નથી, એમ કહેવું

એ માણસના કર્તવ્યોનું જ અપમાન છે. નવો ઇતિહાસ ઘડનારને કોઈ હટાવી શકનાર નથી. પુરુષાર્થની, સ્વાભિમાનની ભાવના જીવંત રાખો. આપણામાંથી કુતર્કની ભાવનાને કાઢી નાખો. મહારાષ્ટ્ર કે ગુજરાત બેમાંથી કોઈ કોઈ ઉપર અન્યાય કરી શકવાનું નથી આ નવું નીતિતત્ત્વ આપણે આચરણમાં લાવવું જોઈએ'

સાંગલી પછી તા. ૧૭મી નવેમ્બરના રોજ મોહલપુરમા ત્યાંની જિલ્લા કોંગ્રેસ તરફથી પાર્ક મેદાનમાં યશવંતરાવનો ભવ્ય સત્કાર થયો. તે પ્રસંગે તેમણે કહ્યું : 'સર્વ મરાઠી લોક જ એક રાજ્યમાં સમાવેશ થાય છે. આ દ્વિભાષિક રાજ્યમાં મરાઠીભાષીઓને તેમના એકભાષી રાજ્ય જેટલો જ લાભ મળશે સદ્ભાગ્યે મહારાષ્ટ્રની માગણી પૂરી થઈ છે. સરકારી ભાષા તરીકે મરાઠી ભાષાનો ઉપયોગ કરવામાં આવશે, અને કેન્દ્રીય સંસ્થાઓ ઊભી થવા પામે છતા મરાઠી સંસ્કૃતિનો વિકાસ હવે થઈ શકશે એથી એકભાષી રાજ્યની માગણી કરવાનું કારણ હવે રહેતું જ નથી, એવી મારી ખાતરી છે. દ્વિભાષી રાજ્યના લાભ ખૂબ વિચારો કરતા રહેવાથી સમજાઈ જશે. ઉજળી બાજુ વિચારવાની મરી સ્થિતિ છે ગણજ ધ્યાન રાખી વિચાર કરો

ગયા વર્ષની કમનશીબ તથા દુઃખદ ઘટનાઓથી જે નિરાશાની અને ઉપેક્ષાની ભાવના ઊભી થઈ હતી; તે હવે નહીવત્ બની જવી જોઈએ. તે પખને જનતાની ભાવના બહુ જ પ્રક્ષુબ્ધ થઈ હતી એ વાત ખરી છે, અમે ભારતીય છીએ, એ વાતની વિસ્મૃતિ થઈ ગઈ કે શું, આ જાતની ભીતિ લાગવા માંડી હતી પણ સારા નસીબે આપણા આગેવાનોએ બુદ્ધિકૌશલ્યથી એ પ્રશ્નનું નિરાકરણ કર્યું.

રાજ્ય પુનરચનાનો એ પ્રશ્ન પતાવવાથી આ દ્વિભાષી રાજ્ય સર્વત્ર યશસ્વી કરવા માટે પ્રયત્ન જરૂરી છે

રાજ્ય કારભાર પ્રાદેશિક ભાષામાં ચાલવાનો હોવાથી સંસ્કૃતિક

પરંપરાની ઉપાસના અને વૃદ્ધિ કરવાની સુવર્ણ તક ગુજરાતી અને મહારાષ્ટ્રીય આ બન્નેને મળવાની છે.

મરાઠાવાડ, કચ્છ, વિદર્ભ, સૌરાષ્ટ્રના લોકોના અંતઃકરણમાં વિશ્વાસ પેદા થાય એ રીતે આ રાજ્ય સુસંગઠિત અને સ્થિર કરવાનું કર્તવ્ય આપણે પાર પાડવું જોઈએ.

અત્યારે અમે કટોકટીના સમયમાંથી પસાર થઈ રહ્યા છીએ. ભ્રાતૃભાવ અને સમાનતાની ભૂમિકા ઉપર થયેલી લોકશાહી આપણે નર્માણ કરવાની છે, આપણે પ્રથમ ભારતીય અને પછી એકાદ ખાસ પ્રાન્તના નાગરિક છીએ. એ આપણે કર્તવ્યથી સાબિત કરવું જોઈએ.'

યશવંતરાવે આપેલા આ ભાષણનો અભ્યાસ કરવાથી સાફ દેખાઈ આવશે કે તે દ્વિભાષી રાજ્ય દ્વારા મરાઠીભાષી અને ગુજરાતીભાષી-બન્નેની ભાષા સંસ્કૃતિનું કેવું નિષ્પક્ષ ભલુ ઈચ્છે છે ને બન્ને એક રાજ્યમા વસીને કલ્યાણ સાધી શકે છે!

તા ૧૭મીના રોજ એમણે મુંબઈમાં ઇન્ડીઅન મરચન્ટસ ચેમ્બર્સ તરફથી થયેલા પોતાના સત્કાર સમયે મુંબઈ રાજ્યના કાર્યક્ષમ ગજ્ય કારભારનો દરજ્જો ટકાવવાનો પ્રયત્ન કરવાનું આશ્વાસન આપ્યું તેમના સતારા-સોલાપુરના પ્રવાસ સમયે મુંબઈના મરાઠી દૈનિક નવાકાળે અગ્રલેખ લખી તેમના દ્વિભાષીક પ્રચાર બાબતમાં મોં મરડયુ છે-પણ એ જ અગ્રલેખમા યશવંતરાવ કેવી નિષ્ઠાપૂર્વક દ્વિભાષીનો પ્રચાર કરતા હતા; તેનો સરસ ઉલ્લેખ કર્યો છે.

'દ્વિભાષી મુંબઇ રાજયના મુખ્ય પ્રધાન યશવંતરાવ ચવ્હાણે દક્ષિણ તેમજ ઉત્તર સતારામાં અને સોલાપુરમા પ્રવાસ કરી તેમના અનુયાયીઓને દ્વિભાષીનો સંદેશ આપ્યો છે. વિરોધીઓને હિતોપદેશ સંભળાવ્યો છે ચૂંટણી પ્રચારની તક સુદ્ધાં ઝડપી લીધી છે.

આ રા પ્રકારના કેટલાક અનુકૂળ વાતાવરણમાં એમણે મહારાષ્ટ્રમાં ચૂંટણીનો ઘોડો દોડાવ્યો છે. અને દક્ષિણ-ઉત્તર સતારામાં

કઠોલીમાં ગ્રામસંસ્થાના સત્કાર પ્રસંગે તે બોલ્યા :

'મુંબઈ નગરી તો મરાઠી ગુજરાતી બન્ને ભાઈઓની માતા છે. પ્રેમની વહેંચણી થાય નહીં એમ લાગતાં બંનેએ સાથે રહેવાનો નિર્ણય કર્યો છે.'

તેમના દિલમાં દેશભક્તિનો સ્વચ્છ પ્રકાશ ઝગમગે છે. ભારતને જ એ પોતાનું કર્તવ્ય માને છે. આ સત્યને સિદ્ધ કરનારી લોકસભા તરફની એમની અચલ નિષ્ઠા આજ સુધી જવલંત દેખાતી જ રહી છે.

મુંબઈ મહારાષ્ટ્રમાં જાય છે. મુંબઇના ગુજરાતીઓ મહારાષ્ટ્રીય રાજ્યના નાગરિકો બને છે. એ સમયે સર્વ પ્રજાએ દઢતાપૂર્વક વિશ્વાસ રાખવાનો છે, કે યશવંતરાવ ચવ્હાણ ભારતનું ભલું થાય એ દૃષ્ટિથી કોઈ પણ ક્ષણે દૂર થવાના નથી જ.

## અમારી નદીઓના પાણી

મહારાષ્ટ્રના સાંગલી સતારા વગેરે સ્થળે સત્કાર સ્વીકાર વખતે પરતંત્રતાને દૂર કરી સ્વરાજ્ય નિર્માણની યથાયોગ્ય આદિની લોકોને સમજાવી, તે જ પ્રમાણે ગુજરાતના પ્રવાસમાં પણ લોકોને એ જ બાબત સવિસ્તાર સમજાવી

આ બાબત અંગે વિદર્ભમાં પહેલું જ ભાષણ એમણે વર્ધામાં ૨૨મી ડિસેમ્બરના રોજ આપ્યું

'દશ બાર વર્ષ પૂર્વેનો હિન્દુસ્તાનનો નકશો અને આજનો નકશો જોવાથી આપણું મન અનેક વિચારોથી ઉભરાવા માંડે છે બાર વર્ષ પૂર્વેના હિન્દુસ્તાનના નકશા પર પરકીય સત્તાના અમલનો ગુલામી રંગ હતો એ ગુલામી રંગ હતો આપણી ગુલામીનો ગુલામી નાબૂદ કરવા માટે દેશનેતાઓએ તપ કર્યાં, પ્રયત્નો કર્યાં સાઠ-સિત્તેર વર્ષના અવિરત પ્રયત્નોના પરિણામે આજે જોઈ રહ્યા છીએ તે ચિત્ર આપણે પ્રાપ્ત કર્યું

એ વખતે આપણા દેશમાં મોટા માણસો અંગ્રેજ કે પરકીય સત્તાના અધિકારી સાહેબો આપણા દેશનેતાઓની સ્વાતંત્ર્ય હાક સાંભળી કહેતા 'ગાંધીજી કહે છે, તે ખરું છે કોંગ્રેસ કહે છે તે ખરું છે પણ અમારાથી સ્વાતંત્ર્યની હાક ઝીલાય નહીં અમારાં ઘર અમારાં બાલ-બચ્ચાંનાં જીવન નિર્ભર છે અમે શું કરીએ?'

ઊંચી કક્ષાના પરકીય સત્તાના ચામડાઓમાં, એનાથી ઉતરની પંક્તિના નોકરોમાં પણ ભયનું વાતાવરણ ફેલાયું હતું, સ્વતંત્રતાની વાત હૈયામાંથી બહાર નીકળે જ કેમ? નજીવી હિમ્મત કરનારાઓ ઘરની દિવાલોની વચ્ચે દિવાલોથી ડરીને વાતો કરતા અને એકાદ મિનિટમાં તે પતાવતા.

આ જાતની સ્થિતિ લગભગ બધી જગાએ હતી. સને ૧૯૧૮–૧૯માં ગાંધીજીએ લોકહૃદયમાં જનમેલા તે ભયના ઘરને ઉખેડવા માંડ્યા. બ્રિટિશ સત્તાની વિરુદ્ધમાં એક પણ શબ્દ જીભેથી ઉચ્ચારાતો ન હતો. તે સમયે ગાંધીજીએ લોકોના મનમાં હિમ્મત પેદા કરી. અંગ્રેજી રાજના પરાણે વખાણ કરનારાઓ પણ સ્વાતંત્ર્યની વાતો કરતા થઈ ગયા.

બીજા દેશનેતાઓએ જે રાષ્ટ્રપ્રીતિ જગાડી હતી અને જેની આડે લોકોના દિલમાં ઊભેલી બીતિ બીત બની હતી; તે પ્રીતિને ગાંધીજીની લડતે મુક્ત કરી મૂકી સ્વાતંત્ર્યના આંદોલનો જોરશોરથી થવા લાગ્યા પરકીય સત્તાના કોઈ પણ પ્રકારના નિયમથી ડરતા સાવ બંધ થયા.

ગાંધીજીએ દેશને નિર્ભય બનાવ્યો અને એ નિર્ભયતાએ દેશને આઝાદી આપી

હિન્દુસ્તાનની આઝાદી મે અને તમે ભેગા થઈને મેળવી છે. પણ એ આઝાદી પાછળ નિર્ભયતા ઉપરાંત બીજી એક ભાવનાએ જોમ પાયર્યું છે. આ જોમ એટલે દેશના વતનીઓ એકબીજાના ભાઈ છે, આ ભાવના દરેક હિન્દુસ્થાની બીજા ગમે પણ હિન્દુસ્થાનીનો બન્ધુ છે માત્ર બોલીને જ બન્ધુત્વ વ્યક્ત કરનારો બન્ધુ નહી, પણ તેને જીવનમાં ઉતારનારો બન્ધુ '

બન્ધુત્વની આ ભાવનાઓએ જગતમાં અશક્ય લેખાયેલાં કાર્યોને શક્ય કરી બતાવ્યાં છે ભારતની આઝાદી પાછળ બ્રાતૃ-

ભાવનો તાકાતે પણ જરૂર કામ આપ્યું છે આ ભાવના નરમ પડવા માંડે ત્યારે લોકોએ સમજવું કે તેમની તાકાત ઘટી રહી છે.

દેશની આ તાકાત ન ઘટે એટલા માટે પ્રાન્ત નિહનાના કે નાત-જાતના ભેદભાવને નાબૂદ કરવામાં જ દેશની સલામતી છે

દેશમા જોઈએ તો કોંગ્રેસની સત્તા રહે, જોઈએ તો હિન્દુ સભા સત્તા પર આવે, જોઈએ તો કમ્યુનીસ્ટ પાર્ટી, પ્રજા સમાજવાદી પક્ષ કે બીજો પક્ષ સત્તા પર હોય. પણ દેશમાં ભાઈ-ભાઈની મજબૂત ભાવનાને જિવાડવી જરૂરી છે

નવા મુંબઈ રાજ્યના જન્મ પાછળ પ્રેમ અને સહકારની ઘટના છે અમે આ નવા રાજ્યના નાગરિક હોવામા અભિમાન માનીએ છીએ '

તેમણે દ્વિભાષી મુંબઈ રાજ્યરચના પર ટીકા કરનારાઓની ટીકા નો ઉલ્લેખ કરી તેનો સચોટ જવાબ સુદ્ધા પોતાના ભાષણમા વર્ણવ્યો હતો

' કાનડી, તામીલ, તેલુગુ વગેરે ભાષા બોલનારા લોકો માટે દ્વિભાષી કેમ નહી અને ગુજરાતીભાષી તથા મરાઠીભાષીઓ માટે દ્વિભાષી શા માટે ? ' આ ટીકાના ઉત્તરમાં યશવંતરાવે કહ્યુ હતુ : ' એક પુરાણી કે રામાયણ વાંચતાં વાચતાં જણાવ્યુ કે રાવણ સીતાને લંકામાં ઉપાડી ગયા ને ત્યાં અશોક વૃક્ષની નીચે તેમને રાખ્યા ' આ સાંભળી એક શ્રોતાએ પુરાણીકને પ્રશ્ન પૂછ્યો . ' રાવણે સીતાને અશોક વૃક્ષની નીચે જ કેમ રાખ્યાં ? ' આ શંકાના જવાબમાં પુરાણીક બોલ્યો : ' એનુ કારણ એ છે, કે તમે આ શંકા ઉઠાવવાના છો, એ વાતની રાવણને ખબર હતી રાવણે સીતાને અશોક વૃક્ષને બદલે આંબાના કે લીમડાના ઝાડની નીચે રાખ્યા હોત તો પણ તમે પૂછ્યુ જ હોત કે એ જ ઝાડ નીચે કેમ ? મરાઠી-

ગુજરાતી એકત્ર કેમ થયા, એ પ્રશ્નનો જવાબ પુરાણીકના ઉત્તરમાંથી તારવી લેવો.'

આ પ્રમાણે પુરાણીકની વાત વર્ણવી તેમણે આગળ જણાવ્યું : 'મને કહો કે દેશને ગષ્ટ્રાભિમાન શિખવવા માટે ગાંધીએ ને ટિળકે ગુજરાતમાં ને મહારાષ્ટ્રમાં કેમ જન્મ લીધો ?

ગષ્ટ્રપિતા ગાંધી ગુજરાતમાં ને 'સ્વરાજ્ય એ મારો જન્મ-સિદ્ધ હક્ક છે.' આ મંત્ર ભારતને દેનારા લોકમાન્ય ટિળક મહારાષ્ટ્રમાં જન્મ્યા, એ તમારું ને મારું સદ્ભાગ્ય નથી શું ? જેમના પ્રદેશને મોટા ગષ્ટ્રપુરુષ નિર્માણ કરવાનું ભાગ્ય ઉપસ્થિત થયું, તેના માથા ઉપર ગષ્ટ્રને માર્ગદર્શન કરવાની જવાબદારી પુનઃ આવે છે. તે સમયે તે પાર પાડવાનું નક્કી કર્યું એમાં શું બગડી ગયું ! આ નવું રાજ્ય તમારે અને અમારે એકત્ર થઈ ને ચલાવવાનું છે. રાજ્ય કારભાર અંગેની જે કંઈ તત્વપ્રણાલિ હશે તે આ નવા રાજ્યે સંભાળવી પડશે. ભાષાનો વિકાસ, ભાષાની બિચવણીથી નિર્માણ થનારો સંસ્કૃતિનો વિકાસ, ભાષાના માધ્યમ દરવાજે વ્યક્ત થનારો અને વિકસિત થનારો લલિતકલાનો વિકાસ; આ બધાં કાર્યો નવા રાજ્યમાં કરવા પડશે અને કરવામાં આવશે; એ નિઃસંશય ઘટના છે.'

સાધ્ય અને સાધન સબંધે બોલતા તેમણે જણાવ્યું :

'રાજ્ય ચલાવવું એ સાધ્ય નથી. આપણે છેવટે જે કંઈ નિર્માણ કરવું છે, તેનું એક સાધન છે સ્વરાજ્ય કયા કામ માટે મેળવ્યું છે ? આ નવું ગજ્ય બનાવવા પાછળની કલ્પના શી છે ? કોણ પ્રધાન બને ? કોને કોને પ્રધાનમંડળમાં સામેલ કરવા, આટલા જ માટે જો રાજ્ય-રચના થતી હોય તો હું કહીશ કે રાજ્ય બનાવવાની દુકાનો બંધ થાય તે ઉત્તમ.'

'આ શબ્દોમાં તો તેમણે ઘણું જ કહી નાખ્યું. એમના દિલનો અવાજ આપોઆપ બહાર આવ્યો

કરવા જોઈએ. અને તે માટે વિશ્વાસની, સદિચ્છાની અને સહકારની આપ–લે કરવી જરૂરી છે.

એ આપ–લે કરવા હુ આ વિદર્ભમાં આવ્યો છુ. મારા પ્રવાસનુ કારણ આ જ છે તમે લોકોએ મારુ જે સન્માન કર્યું છે તે વ્યક્તિગત મારુ નથી, એમ હું માનું છુ. કેમ કે વ્યક્તિ એ મહત્ત્વની વાત નથી. વ્યક્તિઓ તો આવે છે ને જાય છે. પણ સમાજ હમેશાં આગળ ને આગળ ચાલતો રહે છે.

આપ લોકોએ કરેલો સત્કાર અને ઉચ્ચારેલા સુંદર શબ્દો જે સિદ્ધાંત પર નવું રાજ્ય નિર્માણ થયું છે તે સિદ્ધાત માટે છે; એ હું જાણુ છું. આપણુ મોટુ રાજ્ય, કર્તવ્યોથી જ આપણે મહાન કરવુ જોઈએ

ઇતિહાસમા કદી એકત્ર થયા નથી એટલા મરાઠીભાષી અને ગુજરાતીભાષી લોકો આ નવા રાજ્યમા એકત્ર થયા છે. હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ છે, તે ઇતિહાસમા એક રાજ્યતંત્ર નીચે આટલી નીચે આટલી મોટી સંખ્યામા લોકો ક્યારેય એકત્ર થયા નથી. સઘળા ભાઈઓનુ એકત્રીકરણ કરીને આ નવુ રાજ્ય ઉપસ્થિત કરવામાં આવ્યુ છે. અર્થાત્ એકત્ર થયેલા ભાઈઓને પોતપોતાની ભાષાનો વિકાસ, ભાષા પર અવલંબી રહેલી કલા, સંસ્કૃતિ ઇત્યાદિનો ઇતિહાસ અને એ બધાની વૃદ્ધિ કરવાની ખાતરી, વિશ્વાસ અને સંધિ આ રાજ્યમાં અવશ્ય મળવાની છે એના વિકાસની આડે કોઈ જે આવી શકવાનુ નથી, અને તેમના જે જે માનસ્થાનો છે, રાજ્યના કારભારમાં પણ ભાષાનાં જે જે સન્માનનિય સ્થાનો છે, તે જરૂર સ્થાયી રહેવાના છે.

પરંતુ મરાઠી–ગુજરાતી માટે જ આ દ્વિભાષી રાજ્યમા મહત્ત્વનુ સ્થાન છે અને બીજાઓ માટે નથી, એવુય કોઈએ સમજવુ નહી.

એકબીજાના હાથમાં હાથ નાખી આ નવા રાજ્યનું કામ આપણે કરવાનું છે સાધનોની દૃષ્ટિએ તમને–અમને આનંદ થાય–અભિમાન ઊપજે એવડું મોટું રાજ્ય છે. આપણે આપણા મનથી વિચાર કરીએ તો હિન્દુસ્તાનમાં કાપડ ઉત્પાદન માટે આપણું રાજ્ય મહત્ત્વનું છે કાપડ ઉત્પાદનના આંકડા આપવાની જરૂર નથી. તેવી જ રીતે કાપુસના ઉત્પાદનની બાબતથી પણ આપણે રાજ્ય આગળ પડતું છે. અન્નધાન્યના ઉત્પાદનમા કદાચિત્ આપણે પાછળ રહ્યા હોવાનો સંભવ છે. પણ ઉદ્યોગ–ધંધાની બાબતમાં અધિક પ્રગતિ કરી ચૂકેલો આ પ્રદેશ છે. ખનિજ સંપત્તિની બાબતમાં પણ આ પ્રાન્તનું વિશિષ્ટ છે. ઉત્પાદનમાં આ રાજ્ય હિન્દુસ્તાનમાં પ્રથમ પંક્તિનું રહેશે એમ હું કહેવા ઇચ્છુ છું. આ બધી વાતોથી આપણને વિકાસ કરવાની અપૂર્વ સંધિ મળવાની છે.

નવી ચૂંટણી નજીક આવી કે તરત અનેક પક્ષોનો જન્મ થાય છે તેવી જ રીતે હાલ અનેક પક્ષોની એક ગાંઠ તૈયાર થઈ છે. તેની મારફત ચૂંટણીનો જંગ ખેલાનાર છે, ને તે વસ્તુ આપણી દૃષ્ટિની સામે જ છે. ચૂંટણી માટે વિરોધી પક્ષો હોય એવી અપેક્ષા તો હુંય રાખું છુ. લોકશાહી પર મને વિશ્વાસ છે મેં અનેક વાર સભામાં કહ્યું છે, કે હું પરમેશ્વર પાસે કંઈ પણ માગણી કરીશ તો એવું કંઈ જ માગીશ નહીં કે કોંગ્રેસનું રાજ્ય રહેવા દે તે માગણી હું મતદારો પાસે કરુ છું. મતદારોને જ કહું છું, કે તમે કોંગ્રેસને જ મત ઘો તમારા મગજમાં ઉતરે તો જ આપો. કોંગ્રેસનો કાર્યક્રમ તપાસીને આપો.

પણ પરમાત્મા પાસે હું એ નહીં માગું કે કોંગ્રેસને જ સત્તા પર લાવજે. પરમાત્માને તો હું એ પ્રાર્થના કરીશ કે આ પ્રચંડ દેશમાં હજારો વર્ષો વહી ગયાં. પણ અમારા લોકોનું કહી શકાય તેવું રાજ્ય કદી ન હતુ. મનુષ્ય–પ્રાણીનો જન્મ થયો, ત્યારથી આ દેશમાં કોઈને કોઈ સજ્જનાં રાજ્યો હતાં. કોઇ પણ કુટુંબનાં રાજ્યો

હતાં. કોઇ પણ જાતિનાં રાજ્યો હતાં. પણ હાલ તો માત્ર આ દેશમાં ૧૯૪૭ના ઑગસ્ટની ૧૪મી તારીખે રાતે બાર વાગે જન્મેલું લોકોનું રાજ્ય જનતાનું સિંહાસન છે, તે ચિરંતન રાખ, અખંડ રાખ, જ્યાં સુધી દેશમાં સૂર્યચન્દ્ર ઊગે છે ત્યાં સુધી જનતાનું આ રાજ્ય કાયમ રાખ, માત્ર હું આખરમાં એ માગણી કરીશ કે તમારો જે કંઈ કાર્યક્રમ હોય તે લોકોની આગળ મૂકો. વિરોધી પક્ષો પર ટીકા કરવાના હેતુથી હું આ પ્રમાણે કહેતો નથી. પણ તેઓએ લોકો આગળ જઈ કહેવું જોઈએ કે તેમનો કાર્યક્રમ લોકોના કલ્યાણ માટે છે. તેઓએ લોકો આગળ તે પ્રકટ કરવો જોઈએ અને લોકોએ તે તપાસી જોવો જોઈએ. આ બાબત પર મારી શ્રદ્ધા છે. કોઈ પણ સમયે લોકોએ પરીક્ષા કરીને કોંગ્રેસને નાપાસ કરી તો મને દુઃખ થવાનું નથી. પણ તમે એક વાર તમારો કાર્યક્રમ બનાવો. તે કામ કરવાને બદલે કમ્યુનીસ્ટોથી હિન્દુસભા પર્યંત સઘળા પક્ષ એકત્ર થયા. તેમાં શું તથ્ય છે તે મારાથી સમજાતું નથી. રામરાજ્ય પરિષદ અને કમ્યુનીસ્ટ પક્ષ બન્નેમાં સાધર્મ્ય શું છે? તાત્કાલિક તો એ જ સાધર્મ્ય છે, કે એક પક્ષને મહાગુજરાત જોઈએ છે અને બીજા પક્ષને મહારાષ્ટ્ર જોઇએ છે. બસ, આ મુદ્દા પર સઘળા લોકો એકત્ર થાય છે.

હું તમને એમ કહેવા ઇચ્છું છું, કે આ મુદ્દા પર આટલી બધી ખોટી વાત રાજકારણમા ટકી શકવાની નથી. નાના નાના રાજ્યો કરવાના પ્રશ્નનો નિકાલ દેશે કરી દીધો છે જે પ્રશ્ન સમાપ્ત થયો છે. આ દેશમાં આપણે એવાં કામ કરવાનાં છે, કે જે બાબતમાં કોઈની પણ વચ્ચે મતભેદ થવા ન પામે. દેશમાં ઉદ્યોગ–ધંધા શરૂ કરવાના, લોકોની ગરીબી દૂર કરવા માટે શાળાઓ ખોલવાની, લોકોથી રોગોદૂર રહે તે માટે કેટલીક ઇસ્પીતાલો ખોલવાની; વગેરે અમારા કાર્યક્રમો છે.

અલબત્ત, કે પાગલ નિર્લજ્જપણે પોતાને ગુંડા માની સંતોષનો દમ ખેંચનારાઓની બાદબાકી કરવામાં આવે તો બાકી વધેલા બધા

જ માણસો જીવનમાં ઉતારવા યોગ્ય કેટલીક બાબતોને ખૂબ જ મહત્ત્વ આપે છે.

આવું સ્પષ્ટ સત્ય કેવળ ભાષણોથી પોષી શકાતું નથી. એ સત્યને મૂર્તિમંત કરવા ત્યાગ કરવો પડે છે; હિમ્મત કરવી પડે છે; સહિષ્ણુતા કેળવવી પડે છે.

આ મહત્ત્વની બાબતોમાં એક છે પોતે સ્વીકારેલા પક્ષને પૂરતો સહકાર આપવાની જરૂરીઆત.

અમારા પંચવર્ષીય યોજનાના કાર્યક્રમો આ જ છે, મૂળભૂત ઉદ્યોગ-ધંધા કયા કયા, તે કેવી રીતે શરૂ કરવા, તેની શરૂઆત માટે સાધનો કયાં ઉત્પન્ન કરાવવાં; એ બાબતમા થોડો ઘણો મતભેદ ઊભો થવો શક્ય છે. પણ તે મતભેદ આપોઆપ ટળી જશે. પરંતુ આટલાં જ રાજકારણ સંભવે નહીં. તે માટે કંઈક નિશ્ચિત પ્રકારના આર્થિક અને રાજકિય કાર્યક્રમો અને વિચાર હોવા જોઈએ

આ દેશમાં હજારો વર્ષો પૂર્વે જેનાં અસ્તિત્વ જરૂરી હતા, તે કામ અમારે હાલ કરવાં પડે છે. નદીઓના બંધ બાંધવાના કામ આજ સુધી મુલત્વી રાખવામાં આવેલા હતાં, એવું નથી. એ સમય પૂર્વે બાંધ્યા હોત તો સારું હતું. ગઈ કાલ બાબમાં તો અમે આગળ નીકળી ગયા હોત. પણ આ પ્રાથમિક બાબતો રહી ગઈ છે. જે સાદી-સીધી સામાન્ય બાબત છે. તે બાબત આ દેશમાં આજ સુધી થઈ નથી, એ મૂળની આપણા દેશની તકરાર છે દેશની સંપત્તિ કયા છે? દેશની સંપત્તિ સરકારના ખજાનામાં નથી, શ્રીમંતોની એંકમુઠોમા પણ તે નથી. દેશની જે સંપત્તિ છે તે પરમેશ્વરે, સૃષ્ટિએ, નિસર્ગે દેશને દીધી છે. આપણી પાસે જે સાધનો છે, તે સાધનોમાં દેશની સંપત્તિ સંકળાયેલી છે. આ વિચાર આ સમય અગાઉ આપણા દેશમા ઉ કટતાથી ને તીવ્રતાથી કદી કોઈના મનમાં જન્મ્યો ન હતો, અને તેનો ઉપયોગ પણ થયો ન હતો.

આજે તે વિચારો પ્રથમ આવ્યા છે. હિન્દુસ્તાનમાં એક એકર જમીનમાં પાંચ મણ ધાન્ય અને રશિયામાં માત્ર એક એકરમાં પચીશ મણ ધાન્ય નીપજે તેનું કારણ શું? રશિયન માણસોને પરમેશ્વરે વધારે અક્કલ દીધી છે અને હિન્દી માણસોને ઓછી દીધી છે? રશિયાને કુદરત તરફથી મળેલા સાધનોનો રશિયનોએ સારો ઉપયોગ કર્યો અને આપણને મળેલા સાધનોનો સારો ઉપયોગ કરતાં આપણને આવડયો નહીં, આ જ ખરી ઘટના છે. આપણા દેશમાં નદીઓનું કેટલું મહત્ત્વ છે, તે કહેવાની જરૂર નથી. વર્ધા જિલ્લાનું નામ વર્ધા કેમ અને તમારા ગામનું નામ વર્ધા કેમ? નદી વહે છે એટલે વર્ધા. બીજું કંઈ જ કારણ મને દેખાતું નથી. અનેક પ્રદેશોનાં નામ નદીઓને આધારે જ પડયા છે. નદી એ જ આપણું જીવન છે, આચાર્ય કાલેલકર નદીને લોકમાતા કહે છે. આ લોકમાતા ન હોત તો લોકો ક્યાં રહેતા હોત તે હું કહી શકતો નથી. સિન્ધુ નદીના કાંઠાની સિન્ધુ સંસ્કૃતિ એટલે આપણે હિન્દુ. હિન્દુસ્તાન એ નામ સિંધુ ઉપરથી જ થયું. નદીઓમાં નવજીવન દેનારી જે શક્તિ છે તેમાંથી જ આપણું નવજીવન ઉપસ્થિત થયું છે; પંજાબને પંજાબ કેમ કહે છે, તે ખબર છે? પાંચ નદીઓના પ્રદેશ એટલે પંજાબ. આપણું સર્વ જીવન નદીઓમાં સંકળાયેલું છે, પાણીને જીવન કહેવામાં આવે છે, આ જીવન તરફ આપણે દુર્લક્ષ કર્યું એ પ્રથમ મોટી ભૂલ આ દેશમાં થઈ ગઈ છે. આજે આપણે જાગૃત થયા છીએ આજે પ્રત્યેક ગામમાં ગયા પછી કહેવામાં આવે છે કે જુઓ, અમારા ગામની પડોશમાં એક નદી વહે છે. જાણે આજ સુધી કોઈને ખબર જ નહીં હોય કે નદી વહે છે. હવે લોકોને સમજણ પડી છે, કે આ દેશમાં વરસાદનું પાણી પડે છે અને તે પાણી નદીમાંથી વહી જાય છે. એ વહી જતું પાણી રોકવું જરૂરી છે.

આ સમય પૂર્વે આપણે ભૂલ કરી તે હવે સુધારવા લાગ્યા છીએ. નિસર્ગે દીધેલા પાણીનો ઉપયોગ લોકોનું જીવન સમૃદ્ધ કરવા

માટે આજ સુધી આપણે કર્યો નથી. એ ભૂલ આજે વીસમી સદીમાં આપણા ધ્યાનમાં આવી છે અને એથી જ આપણી પંચવર્ષીય યોજનામાં નદીઓનાં બંધોના કામની સ્પર્ધા શરૂ થઈ છે. તમારી નદી આગળ ચાલી અને અમારી નદી પાછળ રહી ગઈ. અમારી નદીના બંધ પાછળ કેમ રાખ્યા ?

આ સમય અગાઉ પણ નદીઓ તો હતી જ. ગંગા હતી, બ્રહ્મપુત્રા હતી. પંઢરપુર આગળ વહેતી ચંદ્રભાગા હતી. અમારી નજીકમાં કૃષ્ણા અને ગોદાવરી નદીઓ તો તીર્થ બની છે. તેનો ઉપયોગ અમે સ્નાન કરી પાપો ધોવાથી વધારે બીજા કોઈ પ્રકારે કર્યો જ નથી. એટલે આ પાપો ધોવાનાં કર્મો આજ સુધી આ નદીઓને આપણે કર્યાં. એના પ્રાયશ્ચિત આપણે ભોગવીએ છીએ. દેશની ગરીબી અને દેશમાંના અજ્ઞાનમાંથી આજ આપણે જાગૃત થયા છીએ. સતારા પાસે મહાબળેશ્વર નામનું એક ગામ છે, એની તમને ખબર હશે. આ મહાબળેશ્વરમાં ચોમાસાની ઋતુમાં અઢીસોથી ત્રણસો ઇંચ પાણી પડે છે. એટલો વરસાદ પડે છે, કે તે પથ્થર પર ઘાસ ઉગાડશે કે કેમ તેવી શંકા ઉપસ્થિત થવા પામે. એ પાણીમાંથી પાંચ નદીઓ નીકળે છે. એ નદીઓનું બધું પાણી સમુદ્રમાં વહી જાય છે અને તે ખારું બને છે. પાણી બધું જ વહી જવાથી બને છે કે એવું કે ચૈત્ર-વૈશાખમાં લોકોને પીવા માટે પણ પાણી મળતું નથી. આ તમારી-અમારી સંસ્કૃતિ છે. એ પાણી ખેતી માટે વાપર્યાં નહીં. નદીના કાંઠાને કાળી જમીન હોય છે તેને આ પાણી મળ્યાં હોત તો કેટલો ફાયદો થાત? કબીરની એક ઘટના કહું.

કબીર એક દિવસે એક સુંદર સરોવરના કાંઠે ચાલ્યા જતા હતા. રસ્તામાં એક જણે તેમને કહ્યું: 'અરે, મને તરસ લાગી છે, પાણી આપો.'

કબીર થોભ્યા અને વિચારવા લાગ્યા કે આવડું મોટું, સુંદર સરોવર અહીં છે. પાણી પણ અમૃત સરખું સ્વચ્છ દેખાય છે. આ પાણી

કોઈ કેમ પીતું નહીં હોય ? આ માણસ ' પાણી પાણી ' કેમ કરે છે ?

કબીરને જણાયું કે તે પોતે જ કંઈક ભૂલતા લાગે છે અને તે આગળ વધ્યા. પુનઃ તેમણે બૂમ સાંભળી :

' મને તરસ લાગી છે. પાણી આપો.' તેમણે ફરીથી નિરીક્ષણ કરી સરોવરમાં જોયું તો જણાઈ આવ્યું કે પાણીમાં પડેલા કોઈ માણસે જ બૂમ પાડી હતી.

આ એક દાખલો છે.

આવું જ અમારા દેશમાં ચાલે છે.

જમીન હજારો વર્ષથી તરસી છે બિચારી કાળી જમીન! લાલ જમીન! એને જો અમે પાણી આપ્યું હોત તો તે જમીનના ઉદરમાં એટલી શક્તિ છે, એટલી સંપત્તિ છે, કે એણે બે હાથે એ શક્તિ સંપત્તિ તમને ને અમને આપી હોત. પણ તે ગ્રહણ કરવાની બુદ્ધિ કદી જ અમારામાં ઉદ્ભવી નહીં. તેનું પ્રાયશ્ચિત હજી સુધી અમારા સામાજિક અને આર્થિક જીવનમાં ભોગવી રહ્યા છીએ. આજ અમે શાણાં બન્યા છીએ. નવા રાજ્યમા પરમેશ્વરે અર્પેલ સઘળા સાધનો ઉપયોગમાં લેવાના છે. વિજ્ઞાન, નવી બુદ્ધિ, નવી અક્કલ અને તમને —અમને મળેલા બે હાથ આ ત્રિવેણી સંગમમાથી નવિન સામર્થ્ય ઊભું કરીને તમારા—મારા દેશને સુખી કરવાનો છે. આવતા પાચ વર્ષમાં, દશ વર્ષમાં, પંદર વર્ષમા કે વીશ વર્ષમા આ કામ પૂરું કરવા માટે આપણે નવુ રાજ્ય લાવ્યા છીએ

આ મોટું કામ આપણે આ દેશમા પાર પાડવાનુ છે

આ બાબતની નોંધ મનની પોથીમા નોંધી લેજો. અને આ નવા કામ માટે નવા રાજ્યની પીઠ પાછળ ઊભા રહો, એવી સાદી હાંક મારવા અર્થાત્ વિનંતિ કરવા માટે જ હુ લાગેથી અહીં આવ્યો છું. હું એવી આશા રાખુ છુ, કે આ મોટા કાર્યમા તમે જે બંધુ-ભાવે આજ સુધી રાષ્ટ્રીય કાર્યના મોખરા પર ઊભા રહેલા છો તે જ

ભાવથી સદ્ભાગી થતા રહેશો, અને આ નવા રાજ્યને યશસ્વી કરવાના કાર્યમાં સહાયક બનશો

યશવંતરાવનું આ આખુયે ભાષણ રાષ્ટ્રત્વનો ને લોકશાસનનો કેવો વાસ્તવિક ખ્યાલ આપે છે !

આ ભાષણ વખતે અનેક ગુજરાતીઓ, મહારાષ્ટ્રીઓ અને ઇતર ભાષીઓ ઉપસ્થિત થતા તેમના મનમાં યશવંતરાવે કરેલી વાતો સુંદર રીતે આકાર લઈ રહી હતી

## [૨૮] પાણી આપો

આ દેશમાં સ્વરાજ્યની બાંધણીની આ મૂળ કલ્પના છે, તે કલ્પના રહી બાજુમાં અને રાજ્યનો આકાર કેવડો હોવો જોઈએ, એમાં જ આપણે પરોવાઈ ગયા, તકરાર કરવા લાગ્યા. હું એ કહેવા ઇચ્છું છું, કે આજે દુનિયામા હિન્દુસ્તાને જે કામો કરવાનાં છે, તે કામો આપણે ઝડપથી નહીં કરીએ તો હિન્દુસ્તાનને પશ્ચાત્તાપ કરવાનો સમય આવી ઊભો રહેશે.

કોઈ પણ ગામમાં ગયા કે 'મેમાનને પીવા પાણી આપો.' અહીથી શરૂઆત થાય છે, ખરું છે સ્વરાજ્ય મળ્યાને દશ વરસ થયાં છે. હું તમને મુદ્દામ આ અધરુ ચિત્ર દાખવું છું. હું એક રાજ્યનો મુખ્ય પ્રધાન છું એ હુ જાણુ છુ; ને સમજીને બોલુ છું. જ્યારે વિમાનો બાંધવા જોઈએ એવી આ દેશની અપેક્ષા અને જરૂર છે, તે વખતે આ દેશમા લેકોને પીવા પાણી આપવાની પણ જરૂર છે.

૧૯૪૬ની સાલમા પહેલુ પ્રધાનમંડળ સ્થાપાયું તે વખતે હું તે રાજ્યમા એક નાનકડો પાર્લામેન્ટરી સેક્રેટરી હતો. તે સમયે બહારના દેશનો એક મુસાફર હિન્દુસ્તાનથી પ્રવૃત્તિ જોવા મુંબઈમાં આવ્યો હતો. પ્રવાસી એક પત્રકાર હતો તે પ્રવાસી સાથે મારી ઓળખાણ થઈ.

પ્રવાસીએ મને પૂછ્યુ 'તમે તમારા દેશમાં લોકો માટે કયો ક્રાન્તિકારક કાર્યક્રમ યોજ્યો છે?'

રાજકારણમા હુ નવીન હતો રાજ્ય જ હુ પહેલી વાર મારી આખો વડે જોવા પામ્યો હતો એકાદ-બે મિનિટ સુધી જવાબ શોધવાની ભાંજગડમાં પડયો

પણ તે પછી તે ક્ષણે સ્વસ્થ થઈ મે જવાબ આપ્યો 'અમે અમારા દેશમાં પ્રથમ ક્રાન્તિકારી કાર્યક્રમ યોજ્યો છે લોકોને પીવાનુ પાણી આપવાનો'

જવાબ સાંભળી પ્રવાસી પત્રકાર મનમાં હસ્યો તેને એમ થયુ કે આવડી ક્રાન્તિ કરીને આ દેશમા આ લોકોએ રાજ્ય ઊભુ કર્યું અને લોકો માટેનો કાર્યક્રમ શુ? તો કાર્યક્રમ ફક્ત લોકોને પીવા પાણી આપવાનો

પત્રકાર મારા કહેવાનુ તાત્પર્ય સમજ્યો ન હતો હુ પણ મારા બોલવાનો અર્થ તે ત્યાર પછી જ સમજ્યો હતો મે પત્રકારને સમજાવ્યુ 'હુ બોલ્યો છુ તે ખરુ છે'

અને એ વાતનુ હુ હમેશા ઉદાહરણ આપતો રહ્યો છુ

આ દેશમા એક બાજુએ નદીઓ પાણીથી છલકાતી વહી જાય છે બીજી બાજુએ પીવા પાણી નથી, જે સ્વતંત્ર દેશમા જેમને ઇશ્વરે આપેલુ પાણી પીવા માટે નાખતા આવડતુ નથી તે દેશમાં સરકારને આપણે સરકાર કહીશુ ખરા?

પણ તે ક્રાન્તિકારક કામ હાલ આ દેશમા કરવાનુ જ છે બંધ બાંધવાની શરુઆત થઈ ગઈ છે આ કાર્યારંભ સો-બસો વરસ અગાઉ કોઈએ કર્યો હોત તો શુ બગડી ગયુ હોત? પણ તે સઘળી જવાબદારી હાલ તમારા ને મારા શિર પર આવી પડી છે કારણ, એ કામ આપણે કદી કર્યું જ નથી આ રાજ્યમાં દેશના

લોકો માટે કંઇ પણ કરવું જોઈએ એની ખબર ફક્ત અંગ્રેજોને જ ન હતી એમ નહોતું. તમને ને અમનેય ન હતી.

કૃષ્ણા, કોયના, ગોદાવરી–આ નદીઓ વિશાળકાય છે. આંધ્રના જિલ્લામાં કોઈ પણ એક બાજુએ ગોદાવરી વહી જાય છે. વેનગંગા છે.–કેટલાંય નામો છે. મોટી મોટી નદીઓનાં નામ જ આપણી મૂળ સંસ્કૃતિ છે. અમારે ત્યાં એકદમ શરૂઆતમાં શિક્ષણ અપાય છે; તે વખતે નદીઓનાં નામ જ શિખવાય છે. અમારે ત્યાં જ નહીં; તમારે ત્યાં પણ.

આટલા બધા લોકો એકત્ર થયા હોય ત્યારે મનનો વિચાર જણાવાય નહીં તો આટલે લાંબે આવવાની જરૂર જ—શી? માટે જ હું કહું છું. તમારે ત્યાં ને અમારે ત્યાં લગ્નમાં હિન્દુ–લગ્નમાં ઉપાધ્ય હજી સુધી મંગલાષ્ટકો બોલતા રહ્યા છે. એ મંગલાષ્ટકોમાં પહેલું મંગલાષ્ટક સિન્ધુ, ગંગા, સરસ્વતિનું જ બોલે છે. મેં ઘણા દિવસો સુધી વિચાર્યું છે, કે શા કારણથી આ લોકો મંગલાષ્ટકમાં નદીઓનાં જ સ્મરણ કરે છે?

હું અનેક ઠેકાણે ગયો. આ પ્રાન્તની બહાર જઈને તપાસ કરવા લાગ્યો. પણ વિવાહ વખતે મંગલાષ્ટકો જ ઉચ્ચારતાં મેં જોયાં. મંગલાષ્ટકમાં દેશની ભવ્ય નદીઓનાં નામોની યાદગીરી જ ભરી પડી છે. એનો હેતુ શો હશે? પંચવર્ષીય યોજનાનો કાર્યક્રમ શરૂ થયા પછી મંગલાષ્ટકોમાં રહેલી નદીઓની યાદગીરીનો હેતુ મારા લક્ષમાં આવ્યો. હું એમ કહું છું, કે ગંગા, સિન્ધુ, સરસ્વતિનાં નામ લેવાની શી જરૂર છે?

એનો ખરો અર્થ એ છે, કે ગૃહસ્થાશ્રમમાં કર્તૃત્વો દેખાડાયાં છે; કર્તવ્ય કરવા માટે જગા બતાવાઈ છે. તે માટે જ નદીઓની સ્મૃતિ થતી હશે. પણ અમે નદીનો ઉપયોગ કરવામાં કર્તવ્ય–પાલન છે એવું માન્યું જ નહીં. વ્યક્તિની સંપત્તિ કદાચિત્ ખજાનામાં

અથવા તેરોમા અથવા એકમા હશે પણ દેશની સંપત્તિ નિસર્ગે દીધેલા સાધનોમા છે આ સાધનો પર આ દેશમા અમે જેટલો અન્યાય કર્યો છે, તેટલો અન્યાય બીજા કોઈ ઉપર કર્યો નથી

આવી નાના પ્રકારની બાબત હાથ પર લઈ તેની રચના કરી એક નવુ હિન્દુસ્તાન—નવુ સૌરાષ્ટ્ર ઊભુ કરવાનુ છે

સતારા જિલ્લાના એક ગામડાનો એક છોકરો! ગાધીજી જન્મ્યા ન હોત તો ગામડાનો છોકરો ક્યાં હોત, તે કોણ જાણે!

આજની નવીન શક્તિ, નવીન તેજ, ગાધીજીના પુણ્યે આ દેશમા નિર્માણ થયા છે તેને તમે અને હુ કદી પણ વિસરી જવાના નથી જે ક્ષણે તેમણે આપેલુ શિક્ષણ અને સ્મરણ આપણે વિસર્યા તે ક્ષણે આ દેશ આ દેશમા ઉપસ્થિત થયેલુ તેજ, આ બધુ તમારા ને મારા હાથમાંથી જતુ રહેશે અને 'આ યુ રાજ્ય, આ તુ રાજ્ય' પેઠે 'ગયુ રાજ્ય, ગયુ રાજ્ય' આ ગીતો ગાવાનો સમય તમારા અને મારા પર આવશે દેશનો વિચાર પહેલો તે પછી બીજી કોઈ પણ વાતનો વિચાર આ દૃષ્ટિકોણથી એક વિચાર તમે તમારા મનમા પ્રકટાવશો અને તેને તેજસ્વી બનાવશો તો ક્યા વખતે શુ કરવુ તે આપોઆપ સમજાઈ જશે આ જ ભાવનાથી આ જ બુદ્ધિથી આ નવા રાજ્યનો જન્મ થયો છે રાષ્ટ્રભક્તિ રાષ્ટ્રનો વિચાર જ્યારે સંકટમા પડ્યો ત્યારે રાષ્ટ્રનો વિચાર તે રાષ્ટ્રભક્તિનો વિચાર, તે રાષ્ટ્ર–ઐક્યનો વિચાર, તે રાષ્ટ્રમાહેના ભાઈ–ભાઈનો વિચાર પુન દેશ આગળ રજુ કરવા માટે મોટુ વિશાલ રાજ્ય નિર્માણ થયુ છે પાચ કરોડનુ રાજ્ય એકસો કરોડની ઉપરના બજેટનુ રાજ્ય, જ્યા વધારેમા વધારે કાપડ નિર્માણ થાય છે જ્યા વધારેમા વધારે કાપૂસ નિર્માણ થાય છે, જ્યા વધારે ને વધારે જમીન અનધાન્યથી છવાયેલી છે જ્યા અધિકાધિક ઉદ્યોગ ધંધા સમૃદ્ધ થયા છે, જ્યાં અધિકાધિક કર્તબગાર લોકો રહે

છે. એવું જ તમારું ને મારું આ નિર્માણ પણ છે. પછી મનમાં શંકાની નજીવી માત્રાને પણ શા માટે દબાવી રાખવી?

કદાચિત્ જો તમારા મનમાં અલ્પ શંકા પણ આવે, કે આપણું પ્રથમ રાજ્ય સારું હતું; નાગપુર રાજધાની હતી નજીકને નજીક હવે ક્યાં મુંબઈ સુધી દૂર જવું! અમારું ત્યાં કોણ છે! અમારા કામો મોખરે રહેશે કે કેમ? આપણને મુંબઈમા કોઈ ઓળખાણ દેશે કે કેમ? આવી ધારણી, શંકા જો મનમાં ઉદ્‌ભવતી હોય તો તે એ શંકા તમારા મનમાંથી નીકળી જાય એટલા માટે જ હું આટલે લાંબે સુધી આવ્યો છું. ભંડારા, કચ્છ, અમદાવાદ, સતારા, નગર–એ તમામ તમે ને અમે હવે ભાઈ–ભાઈ છીએ એકના પગને કાંટો વાગ્યો, ત્યારે બીજાને એની ચિંતા થવી જોઈએ. એટલાં તમારાં ને મારા મન એક કરવાં જોઈએ. તમે અને અમે આ દેશની પ્રગતિના સાગર ઉપર ચાલતા એક નાવમા, એક બોટમાં બેઠેલાં છીએ કોણ ક્યા બેઠાં છે, એનુ બહુ મહત્ત્વ નથી. નાવ જ્યારે ડૂબવાનુ થશે ત્યારે પૂર્વ અને પશ્ચિમ ભાગમા બેઠેલા–તમામ મુસાફરોએ એક જ માર્ગ લેવો પડશે એટલે કે તમારું ને અમારું ભાગ્ય એક જ સઘળાનુ ભાગ્ય એક છે, આ ભાવનાથી આપણે રહેવું જોઈએ. તે વિશ્વાસ તમને દેવા માટે અને તે વિશ્વાસ માગવા માટે હું આવ્યો છું. સમય લાગશે, શરૂશરૂમા અડચણો ઊભી થશે, કદાચિત્ થોડી શંકા ઉપસ્થિત કરવાના પ્રયત્નો થયે જશે, પણ એવી શંકાઓને મનમાં ન લાવતા આપણે સાથે જ કામે લાગ્યા છીએ આ ભાવનાથી જો તમે મારી પાછળ આવશો તો મને લાગશે. જે એક ધ્યેયવાદી દૃષ્ટિએ આ નવીન રાજ્ય આપણે ઊભુ કર્યું છે, તે સફળ કરવાના કામોમા આપણે બધા ફત્તેહમંદ થશુ તમે મારો કરેલો આદર અને સત્કાર, તમે આપેલા હાર, તમે આપેલા વિશેષણો, તમે આપેલી સઘળી સદ્‌ભાવના આ મને વ્યક્તિગત દીધા છે એવુ માનતો નથી, માનવુ જ હોય તો હુ એવુ માનુ કે અહી તમે કરેલુ સ્વાગત તમે

અર્પણ કરેલા ફૂલહાર, તમે ઉચ્ચારેલા ગૌરવના શબ્દો, તમે આપેલી અંતઃકરણની સઘળી ભાવના આ–બધું મને વ્યક્તિગત નહીં, નવા રાજ્યને અપાયાં છે. તમે કોઈ આ અર્ઘનો અસ્વીકાર ન કરો ત્યાં સુધી મારે આ અર્ઘ લઈને જ જવું જોઈએ. અને તે જ અર્ઘને મારી સાથે લઈ હું જવાનો છું. કારણ, તે અર્ઘ બરાબર જાળવીને ગયા પછી મારા મનમાં જે વિશ્વાસ નિર્માણ થનાર છે, તે વિશ્વાસ હું ઈતર ભાગમાં જઈને કહેવાનો છું. અને આવી જ વિશ્વાસની વૃદ્ધિ આપણે એકમેકના મનમાં કરવી જોઈએ. આપણે એકબીજાના મનમાં આ વિશ્વાસ વધારીએ અને આ નવા રાજ્યના કામ યશસ્વી કરનારા કામમાં સહુ ભાઈઓ યશસ્વી થવાના પ્રયત્નો કરીએ એટલી વિનંતી કરી મારું ભાષણ સમાપ્ત કરું છું.

## નાગપુર વ્યાખ્યાનસાર

૧૯૫૬ના ડિસેમ્બર માસની ૧૫મી તારીખે નાગપુરમાં ચિટણીસ પાર્કમા યશવંતરાવે દ્વિભાષી મુંબઈ રાજ્ય સંબંધે ખૂબ આવશ્યક ભાષણ આપ્યું હતું જેનો સાર આ પ્રમાણે છે

'નગર કોંગ્રેસ કમિટિના અધ્યક્ષ, પ્રાન્તિક કમિટિના અધ્યક્ષ અને નાગપુરના સભ્ય સ્ત્રી-પુરુષો! બે મહિના પૂર્વે હુ નાગપુરમાં આવી ગયો તે વખતે આ જ મેદાનમાં થયેલી જાહેર સભા આગળ મે મારા વિચારો રજુ કર્યા હતા પરંતુ આજે હુ નિરાળી જવાબદારી અને નિરાળી ભૂમિકા સાથે લઈને અહી આવ્યો છુ નવુ રાજ્ય ૧લી નવેમ્બરે સ્થપાયા પછી જેટલુ વહેલુ અહી અવાય તેટલુ વહેલુ આવવાની મારી ઇચ્છા હતી ને એ બાબતની મહેનત સુદ્ધા હુ કરી ચૂક્યો છુ ૭ અઠવાડિયા સુધી તો આમાનુ કંઈ જ શક્ય બન્યુ નહી પણ આજે હુ તમારી સમક્ષ આવી ઊભો રહ્યો, એ મારા મનને સમાધાનરૂપ છે, ત્રણ દિવસો નાગપુર વિભાગના ગ્રામ્યવિભાગમાં હુ ચાલતો આવ્યો, નાના-મોટા શહેરોની મુલાકાત લેતો આવ્યો, ગામડે ગામડે જવાની મે મહેનત કરી અને મારા મનમાં જે ભાવના હતી, જે વિચારો હતા, તે સમજાવવાના પ્રયત્નો કર્યા

પાંચ કરોડનુ આપણુ નવું રાજ્ય નિર્માણ થયુ. આ પાંચ કોટિ લોકોના રાજ્યમાં પાંચ જુદી જુદી તરેહના વિભાગ એકત્ર થયા

છે; તેમાં જુદી જુદી પરંપરા એકત્ર થઇ છે. જુદા જુદા રાજ-કારભાર છે. જુદા જુદા કાયદા છે. સ્વભાવ પણ થોડો ઘણો જુદો છે. પસંદગી–નાપસંદગી સુદ્ધાં જુદી જુદી છે. રાગલોભ પણ જુદા જુદા છે. અને એ બધાની મને માહિતી છે. પણ આ નવા રાજ્યમાં આવા પ્રકારના ભિન્ન ભિન્ન સ્વભાવ તેમજ વર્તનવાળા લોકો જુદા જુદા પ્રાન્ત જિલ્લાના ભલે રહ્યા; છતાં તેમનો દેશ જુદો જુદો નથી જ! એટલે કે એ બધાં એક દેશનાં છે એટલે ભાઈ–ભાઈ છે. અને એ ભાવનાથી જ સહુ એક રાજ્ય નીચે એકત્ર થયા છે.

મને એ કહેતાં હર્ષ ઊપજે છે, કે ગત ત્રણ દિવસોમાં જે તરેહથી મારો સત્કાર થયો, મારું જે સન્માન થયું, જે રીતિએ મારું સ્વાગત કર્યું, તે બધું જોયા પછી મારું હૈયું ભરાઈ આવ્યું. કયા શબ્દોમાં નાગપુર વિભાગના લોકોનો હું આભાર માનું, એ જ મને સમજાતું નથી. હું એમનો કૃતજ્ઞ છું.

અનેક ઠેકાણે આજ સુધીમાં મેં જે કહ્યું છે તે જ હું પુનઃ કહેવાનો છું. તમે લોકોએ કરેલું સ્વાગત મારું વ્યક્તિગત છે એમ કદી પણ મેં માન્યું નથી; અને માનવાનો નથી. જે સંસ્થાનો હું સૈનિક છું. જે સિદ્ધાંત પર મારી શ્રદ્ધા છે. જે રાજ્યનો હું મુખ્ય મંત્રી છું. તે સંસ્થાના, તે સિદ્ધાંતના અને તે રાજ્યનો તમે સત્કાર કર્યો છે; એમ હું માનું છું. અને એ જ મારી ભાવના છે, કે તમે લોકો લોકશાહીનું સ્વાગત કરતા જ રહો. વ્યક્તિ તો આવે છે ને જાય છે. કાયમ રહેનારી વ્યક્તિ નહીં, પણ જનતા છે. સંસ્થા અને સિદ્ધાંત પણ કાયમ રહે છે. અને તમે તેમનું જ સ્વાગત કરતા રહેશો એ મારી શ્રદ્ધા છે.

આ રાજ્યમાં જો કંઈ દોષ હશે, તમારા મનમાં થોડી ઘણી જો કઈ શંકા ઊપજતી તે હોય અને શંકા સમજી લેવા અને તેમાંથી કંઈ માર્ગ નીકળે છે કે કેમ, તે જોવા હું અહીં આવ્યો છું. કંઈ પણ આશ્વાસન દેવા જેવું હોય તે દેવા આવ્યો છું. અને આશ્વાસન

લેવા જેવુ હોય તે લેવા આવ્યો છું. તમારી પાસેથી આશ્વાસન લેવા માટે જ હુ આવ્યો છુ.

નાગપુર શહેર અને નાગપુર વિભાગમા લોકોની એક વિશિષ્ટ ભાવના છે તે યોગ્ય છે. નાગપુર શહેરનું મહત્ત્વ કમી થાય છે, એ દુ:ખ તમને થાય છે, તે હું જાણું છું. ગત સો-દોઢસો વર્ષ સુધી એક મોટા રાજ્યની રાજધાની નાગપુર હતી. રાજધાની હોવાથી તેનુ મહત્ત્વ હતુ, તે મહત્ત્વ હવે ઓછું થાય છે. એવુ તમને દેખાય છે, ઉપરાંત રાજધાની હોવાથી એક પ્રકારનુ જે ગૌરવ હતુ, તે ગૌરવ કમીક ઘટે છે, એની મને કલ્પના છે પણ એકાદ શહેરનું મહત્ત્વ માત્ર તે રાજધાની હોવા ઉપર જ અવલબિત હોય છે, એવુ નાગપુરની મંડળીએ કૃપા કરીને સમજવું નહી, એવી હું તેમને વિનતિ કરવાનો છું.

નાગપુરનું મહત્ત્વ રાજધાનીને લીધે હતું, એ વાત સાચી છે. હવે તે રાજધાની કેમ ન રહી, તે એક ઇતિહાસ છે રાજ્યપુનર્રચનાનો સઘળો ઇતિહાસ તપાસીએ તો છેલ્લા દોઢ વરસમા 'હુ કહું છું તે જ વાત ખરી પડવી જોઈએ' આવો દરેક જણ આગ્રહ સેવતો રહ્યો છે આ જાતનું વાતાવરણ આપણે આપણા દેશમા નિર્માણ કર્યું. ભાષાનુ રાજ્ય નિર્માવુ જ જોઈએ, આ જાતની માગણી આપણે કેટલી બધી વધારી મૂકી? એકઆખી રાજ્યની બરોબર એક નાનકડુ રાજ્ય હોવુ જોઈએ, આવા જ વિચારો અમુક પ્રમાણમા મંજુર કર્યા પાચ કરોડની જવાબદારી તમારા ને મારા પર-સઘાં પર છે માટે પ્રત્યેક પ્રશ્નનો ઉત્તર વિચારપૂર્વક દેવો જોઈએ અમે નવુ રાજ્ય સ્વીકાર્યું છે અમે એટલે રાજ્યમા આવેલા બધા વિભાગો સબધે હુ બોલું છું.

એક ભાષાનુ રાજ્ય એક જ નિર્માવુ જોઈએ, આવો એક આગ્રહ અમારામા અમે ઉત્પન્ન કર્યો હતો એક બાજુએ મરાઠી ભાષાનુ

કહેનારા લોકોને શું સર્વ પ્રથમ એ પૂછવા માગુ છું, કે આ દેશનું મૂળ મહત્ત્વ શું છે, તે બાબતનો કદી પણ તમે લોકોએ વિચાર કર્યો છે ?

સીધી સાદી વાત છે કે દશ વર્ષનો ઇતિહાસ અ પણે વિસરવા આવ્યા છીએ આપણને અંગ્રેજો કહેતા હતા કે, ' તમે રાષ્ટ્ર નથી તમે જાત-જાતમા, ધર્મ-ધર્મમા, ભાષા-ભાષામા અ નગ પડેલા લોકો છો જ્યારે અમે અહીથી જઈશુ ત્યારે તમે લોકો એકબીજાના ગળા કાપશો '

આના ઉત્તરમા આપણા દેશના નેતાઓએ તેમને જણાવ્યુ ' આ તમારુ જુઠાણુ છે તમે અમારા દેશ માટે સાવ જૂઠી વાત ફેલાવી તમારો સ્વાર્થ સાધી રહ્યા છો ' દેશનેતાઓએ વધારામાં અંગ્રેજોને કહ્યુ ' અમે જુદા જુદા ધર્મના હોઈએ, જુદી જુદી જાતિના ને નાતના હોઈએ, કે જુદી જુદી ભાષા બોલનારા હોઈએ પણ સઘળા ભાઈ-ભાઈઓ છીએ તમે પ્રથમ અહીથી રવાના થઈ જાઓ '

આપણે ભાઈ-ભાઈના અપૂર્વ સ્નેહભાવે આ કારમા આ દેશમા કાયમ રહીએ એવી ભૂમિકા કોએ પચાસ-સાઠ વર્ષથી તૈયાર કરી હતી

આપણા દેશમા ઉત્તમમા ઉત્તમ માણસો હતા તેઓએ શું કર્યું ? દાદાભાઈ નવરાજીથી માંડીને જો તમે રાનડે, ગોખલે ટિળક, ગાંધીજી વગેરે આવા આ દેશમા લાખો નામો તમારી સમક્ષ મૂકી શકાય તેઓ તેમના જીવનમા જે ઉત્તમ હતુ ચારિત્ર્યમા જે ઉત્તમ ઘડતર હતું તે બધુ સમર્પી આ દેશમા એક જ વિચાર ગજાવ્યો અને તે એ કે આપણે આ દેશના સઘળા લોકો એકબીજાના ભાઈ છીએ અમે સર્વ હિન્દી છીએ ' પહલે હમ હિન્દી હૈ ' આ ભાવના આપણે આ દેશમા ગાજતી કરી અને એ જ કારણથી આ દેશે સ્વરાજ્ય મેળવ્યુ

વિદર્ભમાં ચાંદા શહેર સુંદર છે. એ શહેરમાં મરાઠી અને હિન્દીભાષીઓ ઉપરાંત ગુજરાતી બોલનારા લોકો પણ સંપ-જંપથી વસે છે. તા. ૧૨મી ડિસેમ્બરના રોજ યશવંતરાવે ચાંદામાં મહત્ત્વનું ભાષણ કર્યું.

એમના ભાષણનો સાર નીચે પ્રમાણે છે.

'અગાઉ એક વાર અહીં આવવાનું સ્વીકારવા છતાં હું આવી શક્યો ન હતો. અહીં આવવામાં મને વિલંબ થયો હોવા છતાં આટલી મોટી સંખ્યામાં તમે લોકોએ હાજરી આપી છે, તે બદલ પ્રથમ હું તમારો આભાર માનું છું.

આજ પૂર્વેના જે બેએક દિવસ નાગપુર વિભાગના એકાદ-બે જિલ્લામાં મેં વ્યતિત કર્યા છે, તે ન ભુલાય તેટલા આદરભાવથી ભરપૂર છે. એ જિલ્લાના લોકોએ દાખવેલા ઉત્સાહથી મેં આરંભેલા કાર્યને અધિક જોમ મળ્યું છે.

મારે કહેવું જોઈએ કે આપણા દેશમાં અને વિશેષતઃ મુંબઈ રાજ્યના જૂના અને નવા બન્ને વિભાગોમાં ગયા વરસ-દોઢ વરસ દરમિયાનમાં જે ઘટના બની ગઈ છે, જે વાતાવરણ નિપજેલું દેખાતું હતું, તે વાતાવરણ અને ઘટનાની નિરીક્ષા કર્યા પછી ખરેખર તે બધું સાચું હતું કે ખોટું હતું, તેની શંકા ઊપજે છે! એક સમય એવો હતો કે જ્યારે મનમાં એમ થતું હતું, કે આ દેશમાં જે પવિત્ર અને શુભ અમે માનેલ તે રાષ્ટ્રપ્રેમ અને દેશભક્તિ કોઈ કાલ્પનિક વાર્તા હતી કે શું?

મનને ભ્રમણાસૃષ્ટિ આપનારા વાતાવરણ કેટલાક વિભાગોમાં જોવા મળ્યા. સ્વરાજ્યની પ્રાપ્તિ થયા પછી કેટલાંક રાજ્યોની પુનર્રચના કરવી જોઈએ, એવી જાતના પ્રશ્નો ઊભા થયા, ને તેમનું નિર્માણ અયોગ્ય પ્રકાર ધરાવનારું ય ન હતું. કારણ, અંગ્રેજોએ આપણા હાથમાં રાજ્ય મૂક્યું તે સમયે દેશનો જે નકશો તૈયાર કર્યો હતો,

તે નકશાની પાછળ કોઈ નિયમ બધારણ હતાં જ નહી કે કોઈ યોજના સુદ્ધાં ન હતી. અંગ્રેજો જેમ જેમ પ્રદેશ જીતતા ગયા તેમ તેમ તેઓએ તેમનુ રાજ્ય બનાવવા તરફ જ મુખ્ય લક્ષ આપ્યું અને એક વાર રાજ્ય બની ગયુ, તે તોડવું શા માટે? આ દૃષ્ટિને પ્રચારી તેઓએ તેમની મુન્સફીનું રાજ્ય વર્ષો સુધી ચાલુ રહેવા દીધું.

સ્વરાજ્યની સ્થાપના થયા પછી સ્વરાજ્યનો કારભાર સરળ કરવાની દૃષ્ટિએ અધિક લોકહિતકર કરવાની દૃષ્ટિએ, લોકોની સાવ નિકટમાં જવાની દૃષ્ટિએ આ પ્રાન્તોની પુનર્રચના કરવાની આવશ્યકતા હતી અને તેથી પ્રાંતોની પુનર્રચના કરવાનું નિશ્ચિત થયા પછી કયા તત્ત્વ પર તે કરવી, આ બાબતનો પ્રશ્ન ઉપસ્થિત થયો. હું આ ઇતિહાસ તમને ટૂંકમા એટલા જ માટે કહુ છું, કે આજે જે નવીન રાજ્ય નિર્માણ થયુ છે, તે રાજ્ય તમે સ્વીકાર્યુ છે એવો મત ગત બે દિવસોમા મે તમારો ઉત્સાહ જોયો તે ઉત્સાહ પરથી બધાયો છે.

તમે નવીન રાજ્યને વિચારપૂર્વક સ્વીકાર્યું હોય તો તે તમારા માટે ને રાજ્ય માટે શ્રેયસ્કર છે નવીન રાજ્યના સ્વીકાર પાછળના વિચારો અને કલ્પના સ્પષ્ટ કરવા માટે જ થોડોક ઇતિહાસ કહું છું. બનેલી બીજાની સ્પષ્ટતા કોલસા ધોયા જેવી માનવી

એક ભાષાનું રાજ્ય હોવુ જોઈએ, આવી એક માગણી નિર્માણ પામી હતી. અને તે માગણી રાસ્ત હતી પછી તો જે વાતાવરણ ઉપસ્થિત થયુ તેનો ઇતિહાસ તમારી આંખ સામે છે બીજી ભાષા બોલનારા સમુહને તે પોતાના ભાઈ માનતા જ નથી જાણે? આવી તરેહનુ સાથ કનાનુ અને કિંચિત્ શત્રુત્વનું બોલવું-ચાલવું અને લખવાનુ સુદ્ધા સમાજજીવનમા ગત વરસ દરમિયાનમા અમે જોયુ છે દેશ ઉપર એવું મોટું સંકટ બીજું કયુ આવી શકે, એ મને સમજાતું નથી પારકા લોકો (શત્રુ) આ દેશ ઉપર જો ચાલ કરીને આવે

પણ. જે શિક્ષણ અમે ગત પચીશ, ત્રીસ, ચાળીશ વર્ષથી આ દેશમાં પ્રાપ્ત કર્યું. તે શિક્ષણ જો અમે વિસરી જઈએ તો દેશના, રાજ્યના અને દેશના સ્વરાજ્યના પાયા જ હચમચ્યા છે, એમ સમજી લેવું જોઈએ.

પરંતુ તે રાજ્ય સુદ્ધાં જે કારણથી ગયા; તે જ પરિસ્થિતિ પુનઃ જો તમે ને હું આપણા દેશમાં નિર્માણ કરીએ તો તમારા ને મારા જેવા દુર્દૈવી બીજો કોણ?

આવું દુર્દૈવ આ દેશમાં ઊભું થવા ન પામે એ હેતુથી જ પ્રમુખ સત્તાએ, લોકસભાએ સંસદે નિર્ણય કર્યો કે ગુજરાત અને મહારાષ્ટ્ર બન્ને વિભાગોએ એકત્ર રહેવું જોઈએ. અને નિર્ણય અમલમાં આવ્યા પછી આપણે એકત્ર થયા છીએ.

મારે એ પણ તમને કહેવાનું છે, કે આપણે રાજ્ય ભેગું કર્યું, સ્વરાજ્ય ઊભું કર્યું, અને આપણું રાજ્ય ભેગું કર્યું. સારા કામ માટે હાથમાં ધારણ કરેલું એક સાધન. એવું આ રાજ્યનું સ્વરૂપ છે. તમારું ને અમારું ધ્યેય શું છે? આ દેશમાં સેંકડો વર્ષ સુધી ગુલામગીરીમાં, અજ્ઞાનમાં અને દારિદ્રના સપડી રહેલો બહુજન સમાજ તેના જીવનમાં, તેના જીવનના અંધકારમાં, ક્યાંય પણ પ્રકાશ દેખાય, એટલા માટે મુંબઈ રાજ્ય, તેમના માટે મંત્રીમંડળો અને તેમના જ માટે મુખ્ય મંત્રી. જો એ થનાર નથી; જે સમાજના કલ્યાણ માટે આ રાજ્ય ઊભું કરવામાં આવ્યું છે, તે સમાજનું કલ્યાણ થવા ન પામે તો રાજ્યો પછી માત્ર અને કેવળ મંત્રીમંડળો હોય એનો ઉપયોગ શો? એ મંત્રીમંડળો અને તે સ્વરાજ્ય લોકોના કલ્યાણ માટે કંઈ જ ઉપયોગના નથી, એમ કહેવાની જરૂર પડશે. રાજ્ય સંબંધીની આ મૂળ કલ્પના માન્ય રાખવામાં આવે તો તે અંગેના વાદ હાલ ને હાલ બંધ કરવા જોઈએ. અને આપણે જે મૂળ પ્રશ્ન હોય તેને જ હાથમાં લેવો જોઈએ.

રાજ્યના રંગ શું રૂપ શું, આકાર શું—આ બધું કાયમી બાબત નથી. રાજધાની આ ગામમાં કે પેલા ગામમાં એ પણ મહત્ત્વની બાબત નથી. કાયમની અને મહત્ત્વની કઈ બાબત આ દેશમાં છે? દેશના લોકો!

પણ લૂંટારુમંડળી આવે, પંજાબનો મુલક લૂંટતા લૂંટતા દિલ્હીમાં રાજ્ય જમાવે, કત્તલખાના ઉઘાડાવે, લૂંટફાટ કરી દિલ્હીના રસ્તા પર ઢોલ પીટાવે: 'અમુકખા—તમુકખા હિન્દુસ્તાન કે બાદશાહ બન ગયે '

દિલ્હીની ગલીઓમાં કોઈ પણ ખબર ફેલાવે ' અમુક, તમુક બાદશાહ બની ગયા '

દસ વર્ષ પૂર્વે રશિયા જીતવા માટે હિટલરે પોતાનું લશ્કર મોકલ્યું હતું હાલતર જર્મનીનો સરમુખત્યાર હતો; એ વાત ભાગ્યે જ કોઈથી અજાણી હશે ! પણ રશિયા કબજે થવાની વાત હવામાં અદ્ધર રહી એટલે કે એનો સ્વીકાર જ થયો નહી જર્મનીનો સેનાપતિ ફ્રાન્સના પાટનગર પારીસમાં જઈને બે વર્ષ સુધી રહ્યો; પણ ફ્રાન્સ જીતાઈ ગયું ન હતું નેપોલિયનના જંગની અને સ્ટાલીનગ્રાડના જંગની હકીકત એવી કહેવાય છે, કે નીચેના મજલા પર જર્મનીનું રાજ્ય અને ઉપલા મજલા પર રશિયાનું રાજ્ય આ પ્રમાણે મહિનાઓ સુધી લડાઈ ચાલતી રહી હતી અને અમારે ત્યાં દિલ્હીમાં રાજા અને તેનું રાજ્ય લંકા સુધી પહોંચી જતું તેનું કારણ એ હતું, કે એ દિલ્હીનો અને દેશમાં વસતા લોકોનો કશી સબંધ જ થયો ન હતો.

લોકોના ગાઢ અજ્ઞાનાંધકારનો લાભ લેવાનો હતો અને એના પરિણામે બહારનો કોઈ પણ લૂંટારો કે ગજા દિલ્હી જીતી હિન્દુસ્તાનનો બાદશાહ થઈ પડતો હતો હિન્દના લોકો કેવા અજ્ઞાન હશે તે બાબતનો ખ્યાલ યશવંતરાવે કરેલા, આ ઉલ્લેખ પરથી સ્પષ્ટ થાય છે

યશવંતરાવ પોતાનું વ્યાખ્યાન આગળ ચલાવતા બોલ્યા " ' તે રાજ્ય જ એવા ભગતા–સગતા માણસોનાં હતા, પણ આજે એવી પરિસ્થિતિ નિર્માણ થઈ છે કે તમારા–મારા બધાના મન સાથે દિલ્હીનું રાજ્ય જોડાયેલું છે આવું આ નવું રાજ્ય ઉપસ્થિત કરનારા તમે ને અમે છીએ

દિલ્હીના સિંહાસનને એવો શાપ હતો, કે સિંહાસન પર જે રાજા આરૂઢ થશે, તે સો–બસો વર્ષોથી વધારે વખત સુધી ટકી શકશે નહીં. પણ–હાલ–જે રાજ્ય આવેલું છે; તે રાજાનું ન હોવાથી તે સો–બસો નહીં; ચારસો–પાંચસો નહીં, હજાર નહીં; જ્યાં સુધી આ દેશમાં હિન્દી જનતા જીવંત–ખરેખર અર્થમાં જીવંત છે અને ત્યાં સુધી આ દેશમાં ચંદ્ર–સૂર્ય ઊગે–અસ્ત થાય છે ત્યાં સુધી હિન્દી જનતાનું રાજ્ય રહેવું જોઈએ, ટકવું જોઈએ. આ પ્રમાણેની તમારી ને અમારી અંતઃકરણપૂર્વકની તૈયારી હોવી જોઈએ

નાવેલી બળએ જબ્બર લશ્કરશાહીઓને શિકસ્ત દેનારા અંગ્રેજોએ ત્રીસ કરોડ જનતાના અર્ધા નાગા ફકીર સામે આવી પોતાનો મુગટ તેના ચરણ આગળ મૂકયો, તે શું કામ? તેઓએ બુદ્ધિથી પારખી લીધું હતું, કે હવે આ દેશમાં રાજ્ય કરવું અશક્ય છે. કારણ, આ દેશમાં અંગ્રેજોનું રાજ્ય એક જ બાબત પર ચાલતું હતું. છે બાબત એ જ કે ભાઇઓની વિરુદ્ધમાં ભાઇઓને ઊભા કરી દેવાની રાજનીતિ. આજ નીતિ ઉપર અંગ્રેજોનું રાજ્ય ચાલી રહ્યું હતું. હિન્દુસ્તાને અંગ્રેજોની સુંગાલમાંથી મુક્તિ મેળવી તેનું કારણ તેણે સાધ્ય કરેલી એકતા જ છે. આ દેશનો દરેક વતની બીજા વતનીનો બન્ધુ છે; આ બન્ધુત્વની ભાવના જ્યારે સંકટમાં પડી ત્યારે જ દેશ ગુલામ બનતો રહ્યો, આ સત્ય આપણા નેતાઓના જાણવામાં આવ્યું. નેતાઓ આપણા ભાઈઓને દેશબન્ધુત્વની ભાવનાનું બળ વર્ષોથી સમજાવતા રહ્યા છે. અને એ બળને સમજ્યાથી દૂર હટેલવું સારું નથી. ગુજરાતી અને મરાઠી એ બન્ને ભાઈ જુદા જુદા રહેવા માટે એનાથી કોઈને દુઃખ લાગશે નહીં. ઘણી જગાએ ભાઈઓ જુદા જુદા રહે છે એ આપણે જોઈએ પણ છીએ. પણ આ વેગળાપણું પ્રેમથી વેગળું નથી હોતું. ભાઈ–ભાઈ જુદા રહેવા પડશે; ને એ પડશે પ્રેમથી નીતરતી જ રહ્યા કરે તો તે આપણી સંસ્કૃતિથી ઊલટું નથી.

'મુંબઈ આવવી જ જોઈએ' આવો કેટલાક લોકોનો આગ્રહ હતો; ઠીક છે; મુંબઈ આવી ગઈ છે. અંગ્રેજીમા એક કહેવત છે કે: 'યુ ઈટ ધ કેક એન્ડ સ્ટીલ હેવ ઈટ.

પણ નાગપુર રાજધાની રહી નહી એથી નાગપુરનું મહત્ત્વ ઓછું થયું છે, એવું કૃપા કરીને સમજતા નહીં.

આજે સવારે કોર્પોરેશનની સભામા મેં જે કહ્યું તેની પુનઃસ્મૃતિ થાય છે. હું તમારી ભદ્રાવતી ગયો હતો. પ્રતિહાસકાળમાં તે એક મોટી રાજધાની હતી, એવું મને ત્યાં કહેવામાં આવ્યું.

એક યુગમાં જે શહેર પાટનગર હતું; તે શહેર એક નાનું ગામ બની ગયું છે; એ જોઈને લોકોને સ્વાભાવિક જ દુઃખ ઊપજે છે.'

યશવંતરાવે પોતાનું વ્યાખ્યાન ચલાવ્યું : 'આ વખતે પાછું મારા મનમાં આવ્યું કે આ દેશમાં કેટલીયે રાજધાનીઓ હતી; ને કેટલીયે આબાદ થઈ હતી; પણ એ બધી સમાપ્તિ પામી, રાજધાનીઓનો અંત આવી ગયો છે. રાજ્યોનો અંત આવી ગયો છે; પણ અંત નથી આવ્યો એવી એક વસ્તુ છે. તે કઈ વસ્તુ, એ જાણો છો ? તમે ને હું એટલે કે જનતા. જનતાનો અંત આવ્યો નથી. શિલ્કમાં રહેલી વસ્તુ તે જનતા અને એનું જ મહત્ત્વ વધારવું જરૂરી છે. અને હું તમને એ કહેવા ઇચ્છું છું કે જ્યાં સુધી નાગપુર શહેર પાસે લોકોનાં કર્તૃત્વો શિલ્ક પડ્યાં છે ત્યાં સુધી નાગપુર શહેરનું મહત્ત્વ કોઈથી ઓછું કરી શકાય તેમ નથી, આ વાત મહત્ત્વની છે. એ સિવાય ઈશ્વરે–કુદરતે પણ નાગપુરને ઘણું મહત્ત્વ આપ્યું છે. સમુદ્રના કાંઠાનું મહત્ત્વ જેમ મુંબઈને મળ્યું છે; તેમ આ ભારતની ભૂગોળમાં નાગપુરનુંય નિરાળું મહત્ત્વ છે. એ મહત્ત્વ કોઈ ઘટાડી શકે તેમ નથી.'

આટલું બોલી અગાઉ એક વાર ઉચ્ચારેલી એક કથા પુનઃ ફરી સંભળાવવા માંડી :

'રાજાએ કર નાખ્યો; એથી ઇંગ્લાંડમાં કેટલાક વેપારીઓએ વિવાદ શરૂ કર્યો. લંડન એ શહેર ટેમ્સ નદીના કાંઠે આવેલું છે, એ તો તમે જાણો છો. સમુદ્રને મળતી ટેમ્સ નદી સમુદ્રના નાના બંદરોનાં રૂપ આપે છે. રાજાએ કર નાખવાથી ઉશ્કેરાયેલા વ્યાપારીઓએ કહ્યું : 'અમે આ ગામ છોડી જશું '

અને તેઓએ લંડન છોડી લેંકેશાયર, માન્ચેસ્ટર અથવા બીજે કોઈ પણ ગામ જવાનું નક્કી કર્યું.

રાજા બહુ જ બાહોશ હતો તેણે સઘળા વ્યાપારીઓને બોલાવ્યા અને પૂછ્યુ . ' તમે લોકો કેમ ઉશ્કેરાઈ ગયા છો ? '

' તમે અમારા પર કર નાખ્યો પછી અમે ઉશ્કેરાઈએ નહી તો શુ કરીએ ? '

' તો શુ તમે અહીથી ચાલ્યા જશો ? '

' હા જશુ '

' અને તમે સાથે શુ શું લઈ જશો ? '

' અમારી દુકાનો લઈ જશું, ગોદામો લઈ જશું બેકો લઈ જશું, અમારા પૈસા લઈ જશુ '

રાજાએ છેવટે પ્રશ્ન પૂછ્યો . ' એ બધુ તમે લઈ જશો પણ તમે મારા લડનની પાસેની ટેમ્સ નદીને તો લઈ જવાના નથી ને ? '

રાજા માનતો હતો કે ગોદામો, દુકાનો, બેકો વગેરે વ્યાપાર-સાધનોથી લડનનુ મહત્ત્વ છે પણ લડનનુ મહત્ત્વ એટલા જ કારણથી છે કે તે ટેમ્સ નદીના કાઠા પર આવ્યુ છે '

—આ પ્રમાણે ઈંગ્લાડના રાજાની કથા કહી યશવતરાવે નાગપુરના મહત્ત્વની વાત જણાવતાં કહ્યુ ' નાગપુર પાટનગર હોવાના કારણથી તેની મહત્તા હતી, એ વાત ખરી છે પણ નાગપુરની મહત્તા તે રાજધાની હતુ, તે પર જ અવલબિત ન હતી આ વાત હુ તમને કહેવા ઇચ્છુ છુ

નાગપુરનુ મહત્ત્વ કાયમ રાખવામા કોઈ નાગપુર શહેર પર ઉપકાર કરવાનુ નથી

પડિત નહેરૂએ પણ કહ્યુ છે, કે રાજધાની ન રહેવાથી મહત્ત્વ ઘટવાની ભીતિ રાખતા નહી દેશના મોટા નેતાએ કહેલુ જો તમે ખરુ ન માનો, તો દશ-વીસ કે પાચ-પચાસ માણસોની બૂમાબૂમને માનશો ? નાગપુર રાજધાની નિર્માણ થવી જોઈએ, આવી

એ જ મને સમજાતું નથી કોઈ જ કામ-ધંધો મળતો નહીં હોય એથી જ આ ખટપટને ઉદ્યોગનું સાધન બનાવ્યું લાગે છે વિરોધ કરવાની રીત આ પણ કેવી વિચિત્ર છે! એવું કંઈ જ થવાનું નથી, એ હું તમને કહી દઉં

જે જિલ્લાઓ સંગમે ગુલ્લાગ ઉડાવાર્ન છે, તે ગુલ્લાગ હરી કાઢવા જેવી છે એ જિલ્લાઓમાં બહાર નીકળી જવા માટે મુંબઈ રાજ્યમાં મિશ્ર થયા નથી

જે જે સ્થાનનો ફેરફાર કરવો જરૂરી છે, તે તે સ્થાનોને હજી મેં સ્પર્શ જ કર્યો નથી

રાજ્યપુનર્રચનાનો પ્રશ્ન હાલ તો પતી ગયો છે રાજ્યની રાજધાની નક્કી થઈ ગઈ છે નાગપુરનું મહત્ત્વ કાયમ શી રીતે રહે તેના અમે રાત-દિવસ વિચારો કરીએ છીએ, એ હું નાગપુર મંડળીને જણાવવા ઇચ્છું છું તમને દુઃખ થયું છે, એ હું જાણું છું તમારા મનમાં એમ થતું હશે કે અહીં રાજા હતું પ્રધાનો હતા મઉન્સીલ ભરાતી હતી અહીં અનેક લોકોની અવરજવર હતી આ બધું તમે તમારી સગી આંખે જોયું છે હવે એમાંનું કાંઈ દેખાતું નથી એ વાતનું જ તમને દુઃખ થતું હશે! હું એ અર્થથી નાગપુરનો થઈ ગયો છું હવે હું કોઈ પણ ગામનો રહ્યો નથી

જ્યાં સુધી હું મુંબઈ રાજ્યનો મુખ્ય પ્રધાન છું ત્યાં સુધી આ રાજ્યના પ્રત્યેક શહેરનો અને ગામડાનો હું નાગરિક છું આ મારી ભાવના છે અને આ દૃષ્ટિએ વિચાર કરતાંની સાથે જ મને દુઃખ ઉપજે છે જ્યાં ગવર્નર રહેતા હતા, જ્યાં પ્રધાનો રહેતા હતા, જ્યાં વિધિમંડળની બેઠકો મળતી હતી, જ્યાં હાઈકોર્ટ બેસતી હતી ત્યાં આજે કંઈ જ જોવા મળતું નથી, આ જાતનો વિચાર મનેય દુઃખ ઉપજાવી જાય છે બીજા અનેકને દુઃખ ઉપજાવે છે, એ હું જાણું છું આ બાબતનો અમે ખૂબ વિચાર કરીને તમારી

હાઈકોર્ટ કાયમ રાખી છે કારણ કે ખાનદાન વકીલો અહીં છે તેઓએ વકીલાતનો તેમનો વ્યવસાય અહીં જમાવ્યો છે આથી હાઈકોર્ટ અહીં રહેવા દેવાની અમારી ઈચ્છા છે એટલા માટે ત્યાં હાઈકોર્ટની બેન્ચ રાખવાનો નિર્ણય અમે કર્યો છે

આ જ પ્રકારે બીજી કોઈ દૃષ્ટિએ નાગપુરનું મહત્ત્વ કાયમ રાખવું એ વિચારો અમે કરીએ છીએ નાગપુરની આજુબાજુ ખનીજ સંપત્તિ છે એ દૃષ્ટિએ કોઈ ઉદ્યોગધંધા અહીં શરૂ થઈ શકે કે કેમ એ બાબતમાં પ્રયત્નો કરવાનો વિચાર અમે કર્યો છે પણ બધી જ બાબતો અમે કરશું એવું આશ્વાસન દેવું એ રાજકર્તાને શોભે તેવું ન ગણાય જે બાબત કરવાની થવાની નથી તે બાબત ધન જ જોઈએ, આવો આગ્રહ ધરવામાં કશો અર્થ નથી આટલું ધ્યાનમાં રાખી આપણે આમાંથી કેવો માર્ગ કાઢવો તે બાબતનો વિચાર કરવો જોઈએ અને પ્રધાનો સાથે સહકાર કરવો જોઈએ તમારી પાસે સહકાર માગવા માટે જ હું અહીં સુધી આવ્યો છું શરૂઆતમાં જ હું કહી ગયો છું, કે એક વિશાળ નવું રાજ્ય ઉપસ્થિત થયું છે જવાબદારી આપણા બધા પર છે મેં આગળ કહ્યું તે પ્રમાણે બે જુદા ભાઈઓ એકબીજાને શત્રુ સમજી ભાંડવા લાગ્યા ત્યારે જ તેમને એકત્ર રાખવા જોઈએ એવો નિર્ણય આ દેશના નેતાઓએ કર્યો એટલે તો લોકસભાએ નિર્ણય કર્યો કે તમે બે ભાઈઓ એકત્ર રહો આવો નિર્ણય લેવામાં તેમની ભૂલ શી ? બે ભાઈનો સંસાર ભેગો થયો એમાં બગડી શું ગયું ? આપણે આપણા મન સાથે આ જ વિચારવું જોઈએ અમારે ત્યાંની લોકકથા હું હંમેશા કહેતો રહ્યો છું

એક દિવસે બે ભાઈઓ ઝઘડવા લાગ્યા પૂર્વે તેઓ પ્રેમથી એકત્ર રહેતા હતા પછીથી થોડો વાદ શરૂ થયો અને વહેંચણી કરવા બન્ને ભાઈ તૈયાર થઈ ગયા ખેતીની વહેંચણી કરી ઘરની વહેંચણી કરી જમીનની વહેંચણી કરી નાના મરી। ખેડૂતના

કુટુંબમા એક વિગત: બે વાના જમીન, એક ગાય, બે બળદ, ભાગ્યું-તુટ્યું ઘર અને ઘરમા એક બુઢી મા. આ હતો તે ઘરનો સંસાર પરિવાર !

પુષ્કળ વિચારના અંતે એવું નક્કી થયુ કે જે કંઈ છે, તે પ્રત્યેક ચીજના બે ભાગ પાડવા ને બન્નેએ એક એક હિસ્સો વહેંચી લેવો, જમીન હતી, તેના બે ટુકડા કર્યા ઘરમા ભીંત ઊભી કરી બીજો દરવાજો મૂકી ઘરના બે ભાગ કરવામાં આવ્યા. બે ઓરડી કરવામા આવી. આ પ્રમાણે બે સંસાર કરવાની વ્યવસ્થા કરાઈ. બળદ હતા બે. તે પણ બન્ને જણે એક એક વહેંચી લીધો ગાય વાછરડીવાળી હતી. એકે ગાય લીધી ને બીજાએ વાછરડી સ્વીકારી

આ પ્રમાણે વહેંચણીનું ધોરણ વ્યવસ્થિત રીતે ગોઠવી તેઓએ વિચાર્યું કે આ બધી વિગતો ને વહેંચણી મા આગળ લઈ જવી અને બન્ને ભાઈઓએ વહેંચણી કાગળ પર ઉતારી માના સામે તે વહેચણી-ખત પર સહીઓ કરવી. ન માનો આશીર્વાદ સુદ્ધા મેળવવો.

આવુ વિચારી બન્ને ભાઈઓ મા પાસે ગયા. મા બુદ્ધિશાળી હતી.

તેણે પૂછ્યુ : 'કેમ ! ભાગ પાડી લીધા ?'

'હા, પાડી લીધા.'

'તમારા મનને સંતોષ થયો ને ? બધી ચીજોના ભાગ પાડ્યા ને ? કોઈ ચીજ ભાગ પાડ્યા વગરની રહી ગઈ નથી ને ?'

'ના, બધી ચીજોની વહેંચણી થઈ ગઈ છે ઘરના ભાગ પાડ્યા, બળદનો ભાગ પાડ્યા, લેણદેણના ભાગ પાડ્યા, જે જે હતું તે બધાના ભાગ પાડ્યા.'

'બધા માલમત્તાના હિસ્સા થઈ ગયા ?'

'હા, બધીના હિસ્સા થઈ ગયા'

છેવટે મા બોલી : ' બધી ચીજોના ભાગ પડયા. હું તમારી-બન્ને ભાઈઓની મા. મારું શું કર્યું ? મારાય બે ટૂકડા કરી નાખો, જેથી તમારા મનમાં કોઈ જાતનો અસંતોષ ન રહે.'

આ સાંભળી બન્ને ભાઈઓ ધ્રુજી ઊઠ્યા. તેમની આંખો આંસુ-ભીની થઈ ગઈ. તેઓ કહેવા લાગ્યા : ' મા, જગતમાં બધી વસ્તુના ટૂકડા કરવામાં આવે છે; પણ માતાના પ્રેમના ટૂકડા કરવાનું કાર્ય આજ સુધી શક્ય બન્યું નથી.'

આ પછી બન્ને ભાઈઓએ ભાગ પાડવાનો વિચાર જ માંડી વાળ્યો.

રાજ્યપુનર્રચના નિમિત્તે ગુજરાત અને મહારાષ્ટ્રમાં ઊભો થયેલો ભાગ પાડવાનો ઝઘડો આ જ પ્રકારનો છે. મેં કહી તે લોકકથામાં રહેલો સાર ગુજરાત અને મહારાષ્ટ્રના વિભાજનને લાગુ પડે છે. જેણે શરૂઆતથી આ દેશને રાષ્ટ્રાભિમાન શિખવ્યાં, તે બે પ્રાન્તો ઉપર આ બાબતમાં વિશેષ જવાબદારી આવી પડી. આ જ પ્રાન્તમાં અમે સ્વરાજ્યનો પ્રથમ મંત્ર શીખ્યા. ' સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક્ક છે; ને તે હું મેળવીશ જ.' આ લોકમાન્ય તિલકની વાણી મરાઠી ભાષાના મુખમાંથી પ્રથમ બહાર પડી. રાષ્ટ્ર-ધર્મનો ધડો દેનારો આ મહાપુરુષ મહારાષ્ટ્રમાં થઈ ગયો. તે જ પ્રમાણે આપણે જેને રાષ્ટ્રપિતા તરીકે સ્વીકાર્યા છે, તે મહાત્મા ગાંધી ગુજરાતમાં થયા છે. આ બન્ને ભાગ્યશાળી લોકો એકબીજાને વેરભાવે ભાળે કે સ્નેહભાવે એકત્ર થઈ ને રહે, આ જાતનો પ્રશ્ન ઊભો થયો ત્યારે દેશનેતાઓએ નિર્ણય કર્યો કે મહારાષ્ટ્રીઓએ અને ગુજરાતી-ઓએ ભાઈ-ભાઈ થઈ ને એકત્રિત રીતે રહેવું જોઈએ. તેઓએ તેમના સંસાર એકત્ર કરવા જોઈએ. દેશનેતાઓએ ઉચ્ચ અને ઉદાત્ત એવી ધરી ઉપર જઈ ને આ નિર્ણય કર્યો છે. હવે હું કેવી રીતે કહું કે, ' આ ચાર જિલ્લા મારા છે. અમારા માટે કંઈક જુદું રહેવા દો.'

આપણે એક મોગ રાના નાગરિક છીએ જગતના દેશોમાં ભારત પ્રથમ કે ગિનો દેશ થવો જોઈએ, આવું આપણે માનીએ છીએ તમારી ને મારી આ જ મહત્ત્વકાક્ષા છે

અમેરિકામા કેલિફોર્નિયા નામનુ એક મોટું રાજ્ય છે તે રાજ્યની રાજધાનીમા એક મોટો બૂરજ છે અને તે બૂરજ પર તે દેશના ધ્યેયવાક્ય લખવામા આવ્યા છે અમેરિકામાં સહુથી ઊ ચો પર્વત કેલિફોર્નિયામા છે 'GIVE ME MEN LIKE OUR HIGH MOUTAIN' આ છે એ ધ્યેયવાક્ય

અમારા દેશમાં આવેલા આ ઊ ચા પર્વત સરખા કર્તવવાન, બુદ્ધિવાન અને શીલવાન, એવા મહાપુરુષ અમને દે એવી ધ્યેયવાક્યમા પરમેશ્વર પાસે પ્રાર્થના કરવામાં આવી છે

તમારા ને મારા દેશની પ્રાર્થના શુ હોવી જોઈએ ? કેલીફોર્નિયામાં–અમેરિકામા સર્વથી ઊ ચો પહાડ છે પણ આપણા દેશમા ગૌરીશ કર એ જગતમા સર્વોચ્ચ એવું શિખર છે તમારી ને મારી એ જ પ્રાર્થના હોવી જોઈએ કે, 'હે ભગવાન! વિશ્વમા મહાન ચનારી વિભૂતિ અમને દે' મહાન વિભૂતિઓ શુ ઊગે છે ? મન મહાન્ કર્યા વગર મહાન વિભૂતિ થાય શી રીતે ? આ પાર્શ્વભૂમિનો વિચાર કરી આ નવા રાજ્ય આગળ આવેલા પ્રશ્નને વિચારવો જોઈએ; ને નિર્ણય કરવો જોઈએ

તમે લેકોએ મારુ જે સ્વાગત કર્યું છે, તે સ્વાગત રાજ્યનું કર્યું છે એમ હુ માનુ છુ તમારા મનમાં શુ છે, તે હુ જાણુ છુ. તમારા મનમાં જે કઇ થોડુ દુ ખ છે, તે સુદ્ધા હુ જાણુ છું તે હુ ખનો ઉપાય સહકાર્ય, પ્રયત્ન અને આશ્વાસનની પદ્ધતિએ જ આપણે શોધી કાઢીએ વૈરથી ચળવળથી ને ઘેલપણાથી એ દુ:ખ દૂર થવાનુ નથી, એ વાત મારે તમને ભાર દઈને કહેવી જોઈએ. અમે રાજ્ય નિર્માણ કર્યું તે કોના માટે કર્યું ? રાજ્ય નિર્મિતિ એ

કંઈ તમારું કે મારું સાધ્ય નથી. આપણે રાજ્ય નિર્માણ કર્યું; તે આ રાજ્યમાં જે પાંચ કરોડ માણસો છે; તે પાંચ કરોડ માણસોનાં જીવન સુધારવા માટે, તેમના જીવનમાં ક્યાંય પણ સૌભાગ્યનો, સદ્ભાગ્યનો વૈભવનો નવીન પ્રકાશ નિર્માણ કરવા માટે, તમે ને મેં રાજ્ય મેળવ્યું છે. રાજ્યનો આકાર કેવો હોવો જોઈએ, એ બાબતનો વાદવિવાદ તમે કેટલા દિવસ સુધી કર્યા કરશો? ઇમારત બાંધવા માટે જમીનની આંકણી થઇ ગઈ છે, તેની વાડ બંધાઈ ગઈ છે, ઇમારત બંધાઇ રહી છે. પણ તેમાં બેઠકનો આકાર કેવો કરવો, કેવો હોવો જોઇએ, તે ચર્ચા માટે તે કામ તરફ દુર્લક્ષ કરી બહાર બેસી રહેવું? કે ઘરમાં જવું? તમારો ને મારો સંસાર આવા જ મતભેદના ચક્કરના વચ્ચે અટવાતો રહ્યો છે; વર્ષોથી અટવાતો રહ્યો છે. આપણા દેશમાં આ પરિસ્થિતિ પ્રવર્તી રહી છે.'

યશવંતરાવે લોકશાહી તરફની પોતાની અપૂર્વ ભક્તિ વ્યાખ્યાન દ્વારા વહેતી મૂકતાં આગળ ચલાવ્યું:

'આ દેશમાં લાખો ને કરોડો એવાં કુટુંબો ને ઘરો છે, કે હજી તેમને શિક્ષણ એટલે શું, આરોગ્ય એટલે શું—એ સમજાવવું પડે તેમ છે, આ સંસ્કૃતિ, અમારે તો આ વિચાર અને આ બધી વાતો એ લોકો સુધી પહોંચાડવાની છે. અમે એ કાર્યને ગતિ આપી રહ્યા છીએ. છતાં તે પૂરતી વિદ્યુત્ ગતિ ક્યાં છે? આજના જગતની પરિસ્થિતિ જોઈએ હોય તો પંડિતજી આવતી કાલે અમેરિકા જવાના હોય છે. દર બે મહિને એક એક દેશ તરફ તે કેમ જાય છે! દેશ જોવા માટે તે જતા નથી. તેને એ ચિન્તા મૂંઝવી રહી છે, કે આ જગતમાં લડાઈનો ભડકો એકદમ ફાટી નીકળશે, લડાઇનો દાવાનળ એકદમ ફેલાશે, તો આ દેશમાં ગરીબ લોકોને ઊભા રહેવા પૂરતું જે રાજ્ય છે; તે રાજ્યના રક્ષણની સગવડ તમને કે મને મળવાની નથી. આ વિચાર ક્યારેય તમારા મનમાં આવ્યો છે ખરો?

આપણે તો રાજ્યની વહેંચણી કેમ કરવી, એ પ્રશ્નની પાછળ જ આપણા બુદ્ધિશક્તિને ફગી બેઠા છીએ. પણ છેવટે આ રાજ્યને વિસ્તૃત કેમ કરશું, ઉન્નત શી રીતે કરશું, ગૌરવશાળી શી રીતે કરશું એ વિચાર આપણા મગજમાં સ્થિર કરવો જોઈએ. મંત્રી હતો, ઉપમંત્રી હતો, એને શું કરવા ચૂંટયો ને પેલાને કેમ ન લીધો ? આ જ ચિત્રો આંખો આગળ તરવરતાં રહે છે. પણ તમારું ને મારું રાજ્ય એટલે શું ? એનો અર્થ શો ? આ વિચારને કદી તમારા મગજમા સ્થાન આપ્યું છે ખરું ?

આધુનિક નવીન રાજ્ય એ શક્તિ કેટની મોટી છે એ, એનો વિચાર કર્યો છે કદી પણ? મોટરમા, વિમાનમા, આગગાડીમા વગેરેમાં અમે પ્રવાસ કરીએ છીએ. પણ એ બધાને ચલાવનારી જે મૂળ શક્તિ છે; તે જ્યાર એકાદ ક્ષણમા બધ પડે ત્યારે તમારા–મારા સઘળા દેખાવ કેટલો વખત સુધી ટકી શકે ? મૂળ શક્તિ નહિવત્ થતા સાથે દેખાવો તામડતોબ નહિવત્ બની જાય આ છે તમારો ને મારા રાજ્યના હાલત '

ભગવતરાવે મૂળ શક્તિનો ઉલ્લેખ કરી આગળ કહ્યુ :

' ખેડુતોની ઝૂપડીઓ પાસે ઊભા રહેલા ઇન્જીન જોવામા સારા લાગે છે આટો દળવાના યાંત્રિક ચક્કામા પીસેલો આટો ખાવામાં સારો લાગે છે. પણ તે યત્રો આપણા દેશમા આપણે કેવી રીતે નિર્માણ કરી શકીએ, એનો વિચાર તમે કર્યો છે ? મોટરના પેટ્રોલનુ એક–પી ( પણ તમારા ને મારા દેશમા નિપજતુ નથી.'

આતરરાષ્ટ્રીય રાજકારણમા પડિત નહેરુ જ્યારે દેશ પર આવતી લડાઇને દૂર હગાવવાનો પ્રયત્ન કરતા જણાયા છે, તે સમયે આપણા દેશના કોઈ કોઈ વર્તુળ અને પક્ષે ' આપણે લડી લેવું જોઇએ.' એ દુશ્મનોના દાત તોડી પાડવા જોઈએ વગેરે પ્રકારના અવાજોને દેશભરમા પ્રચાર્યા છે. ને તે એ મનનમથી કે નહેરુ અને

કૉંગ્રેસ નિર્માલ્ય છે એમ જનતાના મગજમાં ફરી જવાં પામે. આવાં કુયત્નોની જાળમાં ફસી જનારા વર્ગ માટે યશવંતરાવે કરેલાં નાગપુરના ભાષણ માંહેની ટકોર ખૂબ જરૂરી છે.

યશવંતરાવે આગળ ચલાવ્યું : 'લડાઈની વાતો આપણે કરી નાંખીએ છીએ. પણ વિમાન કેમ બનાવવું, તેનો પ્રયત્ન કરવાનું તેઓ વિચારતા નથી. હું આ કોઈ કેવળ ભાવનો વ્યક્ત કરવા પૂરતો જ કહેતો નથી. મારું ભાષણ સાંભળ્યાં પછી તમે તમારે ઘેર જાઓ. દિવો બંધ કરી વિચાર કરતાં બેસો. પ્રત્યેક દિવસ મહત્ત્વનો છે. પ્રત્યેક વર્ષ મહત્ત્વનું છે. એ વાત તમારાં મગજમાં ઉતરી જશે.

નવીન રાજ્યરચના નિર્માણ કરવી જોઈએ, આપણા દેશ આગળ એવા પ્રશ્નો પડેલા છે, કે જેના નિરાકરણ પાછળ જ આપણે સહુએ હાથમાં હાથ મિલાવી કામ કર્યે જવું આવશ્યક છે. પણ આપણે એનું શું ને આનું શું, પાછળ જે સમય, શ્રમબુદ્ધિ બધું વાપરીએ તો દેશનું વળે શું ? આ સ્થિતિ આપણે બદલવી છે. આ વાતાવરણ આપણે બદલવું છે. અને એ બદલવા માટે તમારી ને મારી સઘળી શક્તિનું એકીકરણ જરૂરી છે. એ કાર્ય માટે હું તમને આવાહન આપું છું, કે તમે પણ તમારી બધી જ તાકાત ભેગી કરીને આ કાર્ય કરો. એક મુંબઈ રાજ્ય થયું એટલે બધું થઈ ગયું, એવું નથી. આખરે તો મુંબઈનું રાજ્ય પણ ભારતનો એક ભાગ જ છે. ભારત સુરક્ષિત હશે તો મુંબઈ રાજ્ય સુરક્ષિત હશે અને મુંબઈ રાજ્ય સુરક્ષિત હશે તો નાગપુર સુરક્ષિત હશે; પૂના સુરક્ષિત હશે; અમદાવાદ સુરક્ષિત હશે. આપણે એકાદ બોટમાં બેસીને નદી માર્ગે જઈએ છીએ. કોઈ પૂર્વ તરફ, કોઈ પશ્ચિમ તરફ, કોઈ દક્ષિણ તરફ, તો કોઈ ઉત્તર તરફ, જવાનું હોય છે. પણ જો નદીનું પાણી તે બોટમાં આવ્યું તો બોટ ડૂબવા માંડવાની, અને હોડીમાં બેઠેલાં બધાં જ પાણીના તળીએ પહોંચવાના. તમારા ને મારા દેશનું નાવ આજે એ હાલતમાં

છે; મેં કહ્યું તે સંકટ દૂર છે, એમ સમજતા નહીં; આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ સંકટોથી ભરેલી છે. એવી સૂચના આપણા નેતાઓ વારંવાર આપે છે. તે અને તે દિવસે તગારાં-ભારા સંચારની દેશના સંસારની નવીન રચના કરવાની તક ખતમ થઈ ગઈ હશે. જો આપણે વેળાસર નહીં ચેત્યા તો ખેતીમાં માત્ર છીએ, કારખાનાદારીમાં પાછળ છીએ; પ્રત્યેક બાબતમાં પાછળ છીએ. તે માટે જે પ્રયત્ન કરવાના છે, તે પ્રયત્ન શું કોઈ જાદુથી પાર પડી જવાના છે? આ ઘરના જાદુથી પાર પડે તેવી નથી. આ બાબતે તો દેશના સઘળા લોકોના સહકાર્યની, સઘળાની શક્તિની ને સહુના ઉત્સાહની અપેક્ષા રાખે છે. બધાના ઉત્સાહ અને યત્ન વગર આ કાર્ય પૂરું થાય તેમ નથી. પણ આ કાર્યમાં આપણે આપણા ઉત્સાહ અને યત્ન ઠાલવશું ક્યારે? આ ને આ સવાલ ને એને અંગેના વાદવિવાદ પાછળ આપણે કેટલો સમય વ્યતિત થવા દેશું?'

યશવંતરાવનું આ ભાષણ માત્ર દિભાષી મુંબઈ રાજ્ય ની જ મજબૂતી ઊભી કરનારું ન હતું. એમાં રહેલી કથાઓ અને વિવેચનાઓ તો લોકશાહીએ રચેલા કોઈ પણ રાજ્યની મજબૂતીને આવકારનારું હતું.

નાગપુરની જનતાને પણ યશવંતરાવે કાર્ય કરવાનો ઉપદેશ આપી હિન્દુસ્તાનના નકશાનું પરિવર્તન ક્યાં કેમ થયું તે જણાવ્યું. મુંબઈ રાજ્યના ઉત્પાદનનો અને ઉદ્યોગ-ધંધાનો ખ્યાલ આપ્યો.

યશવંતરાવે જણાવ્યું : 'હિન્દુસ્તાનના નકશાનો રંગ કેટલાક વર્ષો અગાઉ રાતો હતો. તે રાતો રંગ હતો બ્રિટિશરોનો; બ્રિટિશ સામ્રાજ્યનો. તે નષ્ટ કરવા માટે આપણે પચાસ-સાઠ વર્ષ સુધી લડયા છીએ. તે પછી નકશા પર સંસ્થાનોનો પીળો રંગ હતો તે બદલવા માટે સરદાર વલ્લભભાઈ પટેલે ચાર વર્ષ સુધી પ્રયત્નો કર્યા. અને આખરે સંસ્થાનોનો પીળો રંગ હિન્દના નકશામાંથી તેણે ભૂંસી નાખ્યો. પુન : તેમાં અ, બ ક એટલે જુદા જુદા નાના-મોટા

દષ્ટિએ આપણું આ રાજ્ય પ્રથમ કોટિનું છે. આ રાજ્યનો ઉપયોગ કરીને આપણે જુદા જુદા ક્ષેત્રમાં પ્રગતિ કરવી જોઈએ. અને એ માટે મારે તમારી મદદની જરૂર છે. અમારે બધાની મદદની આવશ્યકતા છે, પછી તમે કોઈ પણ પક્ષના હો! ચૂંટણી વેળાએ તમારે જે કંઈ કહેવું હોય તે કહેજો. અમારી કંઈ તકરાર નથી. આજે ગાળો દેવી હોય તો ગાળો દ્યો. તે સાંભળવાની મારી તૈયારી સંપૂર્ણ છે. ગાળો ખાવાની ને સાંભળવાની બાબતમાં અમે કોંગ્રેસવાળા જેટલા રીઢા થઈ ગયા છીએ તેટલા રીઢા બીજા લોકો નથી થયા, એ મારો અનુભવ છે. તેમની વિરુદ્ધ થોડુંક પણ બોલશો તો તે ગુસ્સે થશે, ચીડાશે. અમે હવે બે મહિનાની ચૂંટણીના રાજકારણમાં પડવાના છીએ. તે વખતે લોકો આગળ અમે કહેવાના છીએ કે, અમારી સ્થિતિ આ છે. અમારે લોકોને ફસાવવાની રીત અખત્યાર કરવી નથી. લોકો આગળ અમારે સાચી હાલત રજુ કરવી છે. અને એમને મહત્ત્વના પ્રશ્નો જણાવી પરિસ્થિતિ સમજાવવી છે. અમારી પર રાષ્ટ્રનીતિ આવી છે અમારે દેશમાં જે રચના કરાવવાની છે તે આ પદ્ધતિથી જ કરાવવાની છે. તમને માન્ય છે શું? તે તમને માન્ય હોય તો ઉત્તમ. ન હોય તો પણ ઉત્તમ. તમે જગતનો સઘળો ઈતિહાસ અવલોકી જુઓ, બધા રાજ્યક્રાન્તિના ઈતિહાસ જો તમે અવલો જુઓ તો તમને જણાઈ આવે કે જેમના હાથમાં સત્તા આવી, તેઓ સઘળી સત્તા પચાવી બેઠા. આવો ઇતિહાસ છે ફ્રાન્સમાં તે જ બન્યું ઈંગ્લાંડમાં તે જ થયું હમણાં હમણાં રશિયામાં રશિયન રાજક્રાન્તિકારો દ્વારા જે કંઈ બન્યું છે; તે પણ લગભગ એ જ છે. લોકશાહીની પ્રથમ ક્રાન્તિ ફ્રાન્સ-પેરીસમાં થઈ. લોકોએ રાજાને મારી નાખ્યો; અને રાજ્ય પોતાના હાથમાં લીધું. જે રાજ્યને તેઓએ તાબામાં લીધું અને જે રાજ્ય તેઓ ચલાવવા લાગ્યા; તે તેઓએ એટલી નાલાયકીથી ચલાવ્યું કે જેના પરિણામે એક સાદા ખેડૂતનો છોકરો આગળ આવ્યો તે સાદો સૈનિક હતો તે પછી સેનાપતિ થયો અને જેવો તે સેનાપતિ થયો, તેવો

જ તે આગળ ઉપર ફ્રાન્સનો સમ્રાટ થઈ પડયો. એ સમ્રાટનું નામ નેપોલિયન બોનાપાર્ટ. તેણે લોકશાહીને રૂંધી નાખી અને પોતે રાજકારભાર ચલાવવા લાગ્યો. તે પછી પુનઃ બીજી ક્રાન્તિ થઈ. જગતનાં બીજાં રાજ્યોની મદદથી નેપોલિયનનો પરાભવ કરવામાં આવ્યો. આખરે ઈંગ્લાંડમાં પણ આ જ બન્યું. 'લોંગ પાર્લમેન્ટ' એક વાર ભરવામાં આવી. 'ક્રોમવેલ'ના મનમાં આવ્યું કે આ સઘળું બંધ કરી દેવું. સૈનિકો અને તેણે પાર્લમેન્ટને તાળું માર્યું. સઘળા લોકોને બાજુએ મૂક્યા અને પોતે કેટલાક દિવસો સુધી રાજ્યનો સ્વામી થઈ પડયો. રશિયામાં શું થયું, તેની તમને ખબર છે? ત્યાં લોકશાહીની પહેલી એક ક્રાન્તિ થઈ. 'કેરેન્સકી'ની સરકાર સ્થપાઈ. એણે રાજ્યને ઘટના દેવા માટે એક બેઠક શરૂ કરી. કેટલાક અઠવાડિયાં સુધી તે બેઠક ચાલી. પણ તે બેઠક કદી પૂરી જ ન થઈ. પછી તો બોલ્શેવિકોએ તે લોકોને પણ બહાર કાઢી ઘટનાસમિતિને જ તાળું મારી દીધું ને પોતાના પક્ષનું રાજ્ય સ્થાપ્યું. અમારી સાથે પાકિસ્તાનનું રાજ્ય અને ઘટના શરૂ થયાં. એણે કેટલાં દિવસમાં પ્રગતિ કરી, એનો હિસાબ તમારી આંખો સામે તાજો જ ઉપસ્થિત છે. પણ દેશમાં કોંગ્રેસે આવું કંઈ જ કર્યું નથી. કોંગ્રેસને રાજ્ય મળ્યા પછી તેણે આવી જાતનો ફાયદો ઉઠાવ્યો નથી. માઉન્ટબેટને જતી વખતે પંડિત જવાહરલાલ નહેરુના હાથમાં રાજ્ય આપ્યું. માઉન્ટબેટને બીજા કોઈ પણ પક્ષના પ્રમુખને બોલાવ્યો નહીં. પછી તે કેટલી પણ તાકાત ધરાવનારો, નહેરુની વયનો કે મોટી વયનો હો! માઉન્ટબેટને તો પંડિત નહેરુ અને ગાંધીજીના હાથમાં રાજ્ય મૂકી દીધું. છતાં ગાંધીજીએ કે નહેરુએ એવો નિયમ કર્યો નહીં કે ગાંધી ટોપી પહેરનારને જ મતાધિકાર મળશે અગર તો ચાર આનાનો સભ્ય હશે તેને જ મતાધિકાર મળશે. આવો કાયદો ગાંધી–નહેરુમાંથી કોઈએ કર્યો નથી.

કોંગ્રેસની નીતિ પાંડવોની નીતિ છે. કોંગ્રેસના ઝંડા નીચે રાજ્ય પ્રાપ્તિ થઈ, છતાં અમે કોંગ્રેસીઓએ તો તે રાજ્ય ચાળીશ

કરોડની જનતાના કદમ આગળ મૂકી દીધુ. અને જણાવ્યુ કે આ રાજ્ય અમારાં પરિશ્રમથી ને ચળવળના જોરથી મળ્યુ છે, પણ એની માલિકી તો ચાળીસ કરોડ લોકોની છે. પાંડવો એવું કરતા કે કોઇ પણ ભાઇએ કંઇ પણ મેળવ્યુ હોય તે મા આગળ લાવી મૂકે ને માં કહે કે પાંચે ભાઈઓ વહેંચી લ્યો. અર્જુન દ્રૌપદીને લાવ્યો; ત્યારે પણ માતા કુંતાએ તેને કહ્યુ 'બેટા! તમે પાંચે ભાઇઓ વહેંચી લ્યો'

આ ઇતિહાસ જૂનો ને જગ પ્રસિદ્ધ છે, કોંગ્રેસે પોતાના પક્ષનુ રાજ્ય ઊભુ કર્યું છતા તે રાજ્ય પાછળની શ્રદ્ધા તો એ જ કે રાજ્ય લોકોનુ છે, લોકોના તાબામાં છે અમે કદી પણ એવુ કહેવાના નથી કે આ રાજ્યનો કાયમી વારસો કોંગ્રેસ પાસે જ રહેવો જોઇએ. હુ હમેશાં કહેતો રહ્યો છુ, કે અમારી એટને કે કોંગ્રેસવાળાની વૃત્તિ છે ફકીર શું કહેતો હોય છે, તેની તમને ખબર છે ને? નાનપણમાં મે એક ફકીરનુ બોલવુ સાંભળ્યુ હતું, તે એ હતું કે. 'દેગા ઉસકા ભી ભલા, ન દેગા ઉસકા ભી ભલા' અમે એટલે કે કોંગ્રેસવાળાઓએ રાજ્ય નિર્મિતી માટે જે કોંગ્રેસ નિશાન ખાંધ પર ધારણ કર્યું છે; તે જનતાની સેવા માટે ધારણ કરેલુ નિશાન છે સત્તા પર હોઈએ તો પણ સેવા કરવાની અને ન હોઇએ તો પણ સેવા કરવાની આ અમારી કોંગ્રેસની નેમ છે અને આ જ નેમને અમે કાયમ રાખવાના છીએ જ્યાં સુધી સેવાના તત્ત્વ ઉપર અમે કાર્યક્રમ રજુ કરીએ છીએ, ત્યા સુધી અમારા કદમ પાછા હટવાના નથી અને તે કાર્યક્રમના શાણપણ ઉપર અમારી શ્રદ્ધા છે, ત્યા સુધી અમારે પીછેહઠ કરવાની નથી આથી જ હુ આપ સર્વને વિનંતિ કરું છુ, કે હુ કહી ગયો તે બધી વાતોનો વિચાર કરી આ નવીન રાજ્ય તરફ જુઓ

આજુબાજુના ગામડામાં—જ્યાં દુષ્કાળ છે ત્યાં—અને દુકાનો ઉઘડેલી છે નાગપુરના વતનીઓને હુ માહિત રૂપે જણાવુ છુ, કે

શાસન અમલમાં આવ્યું છે, ત્યારે તમારે પણ તમને ઓછા-વધતા પ્રમાણમાં રાજા માનવા જોઈએ, રાજા માનવા જોઈએ એટલે કે રાજા અને રાજ્યના મૂળભૂત સંબંધો પરત્વે ઊંડું વિચારવું જોઈએ અને આ રાજ્ય સંબંધે તમારે તમારી મનોભાવના નક્કી કરવી જોઈએ. તમારો પ્રેમ અને સહકાર મને જોઈએ. પણ અંધ પ્રેમ ને અંધ વિશ્વાસ નહીં. અંધ સહકાર્ય પણ નહીં. તમે શા માટે સહકાર્ય કરો છો? શા માટે પ્રેમ ધરાવો છો? આ પ્રશ્નો સમજીને જ પ્રેમ તથા સહકાર્ય માટે જ હું તમારી પાસે આવ્યો છું.

આ પ્રમાણે વ્યાખ્યાન સમાપ્ત કરી યશવંતરાવે નાગપુરકરોના તેઓએ કરેલા સ્વાગતનો સુંદર અર્થ પ્રાપ્ત કરી આભાર વ્યક્ત કર્યો હતો.

## અમદાવાદમાં યશવંતરાવ

**દ્વિભાષી** મુંબઈ રાજ્યનું સુકાન હાથમાં લેતાની સાથે જ યશવંતરાવે વિશાળ મુંબઈ રાજ્યના પ્રદેશે પ્રદેશમાં ભમી જનતાની સામે ઉપસ્થિત રહેવા માંડયું હતું સતારા અને વિદર્ભના પ્રવાસ પછી એમણે ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના લોકો આગળ દ્વિભાષી મુંબઈ રાજ્યનો ધ્વનિ પ્રસાર્યો

યશવંતરાવે દ્વિભાષી મુંબઈ રાજ્યમાં વસેલી ગુજરાતી–મરાઠી વચ્ચેની બન્ધુભાવનાની સુંદર શબ્દોમાં તુલના કરી પ્રાન્તે પ્રાન્તના લોકોને કહ્યું કે મુંબઈનું દ્વિભાષી રાજ્ય લોકસભાનો નિર્ણય છે

એમણે ભ્રાતૃભાવ વધે એવો પ્રચાર જોરશોરથી કર્યો પણ એમને અને કોંગ્રેસને પાછા પાડવાના ઇરાદાથી સંયુક્ત મહારાષ્ટ્રનો અને મહાગુજરાતનો દાવો કરનાર સમિતિ તેમજ પરિષદના અગ્રેસરોએ પુનઃ પોતાના પ્રદેશોમાં ધાંધલ–ધમાલ ઊભી કરી સમિતિ અને પરિષદ બન્નેમાં કોંગ્રેસ–વિરોધી તત્ત્વો જ કામ કરી રહ્યા હતા

સત્તા પર જે પક્ષ હોય તે પક્ષને લોકોની નજરે રાજ્ય વ્યવસ્થા નહીં જાળવી શકનારો, આવડત વગરનો અને અશક્ત ઠરાવી માર-નારો સાબિત કરવાના હેતુથી વિરોધી પક્ષો જુદા જુદા પ્રકારની ધમાલો ઊભી કરાવતા હોય છે આ જાતની ધમાલો માત્ર ભારતવર્ષમાં

નાકા, પણ દુનિયા ।। દરેક દેશમાં બનતી હોય છે મુંબઈ રાજ્યમા પણ તે દુ ખદ બનાવ ચારે બાજુએ બન્યા

યશવંતરાવ અમદાવાદ ગયા હતા સતારા, ચાંદ, નાગપુર વગેરે સ્થળોએ જે ર દેશા ને આગદ વેર્યા હતા, એ જ આગ્રહ ન સ્વદેશા વહેવા ૧૯૫૬ના ડિસેમ્બર માસની ૧૫મી તારીખે એમના માટે સ્વાગત–સભા ગોઠવાઈ હતી પણ તે જ દિવસે અમદાવાદમા 'જનતા-કર્ફ્યુ' પોકારાયો જનતા પરિષદના સભ્યોએ જ તા કર્ફ્યુના નામ હેઠળ લોકોમા જાતજાતના ભય ફેલાવ્યા આવી ધાસ્તી ફેનાવવાનો હેતુ એ હતો, કે બીકના માર્યા લોકો યશવંતરાવની સભામા હાજરી જ ન આપે સામ્યવાદીનત્રનુ અનુકરણ થતુ હતુ અને એ અનુકરણ દેશમાં ઊભી થયેની લોકશાહીનો સીધો તેમજ આડકતરો વિરોધ જ કરતું હતુ પરિસ્થિતિ વિકટ બની હતી; પણ યશવંતરાવ અનૂ ધારેલો જ ઉપયોગ કરાવ્યો બાબનો બગડયો હતો જ ગોળીબાર કરવો પડશે, એવી અટકળો કરવામા આવી હતી કેટલાક તો આવી અટકળોને જોરશોરથી પ્રચારતા હતા આ પ્રચારનો હેતુ પણ લોકોમાં જનતા પરિષદનુ મહત્ત્વ જમાવવા પૂરતો જ હતો

જનતા પરિષદના કાર્યકરોએ ઉપસ્થિત કરેલો 'જનતાકર્ફ્યુ' ફતેહમંદ લેખાઈ જાય એ માટે તેઓએ કોંગ્રેસવાળાઓ પર પથ્થર મારો ચલાવી તેમને ગભરાવી મૂકવાનો યત્ન કર્યો અમદાવાદમા એ વખતે અસંખ્ય માણસો કોંગ્રેસના વલણને ચાહતાં હોવા છતાં પરિષદે ઊભી કરેલી બીતિની હવાથી ગભરાઈ ગયા હતા સાદા સીધા માણસોએ હેરાનગતી વેઠવી પડી હતી અમદાવાદ શહેર કોંગ્રેસના અધ્યક્ષનુ ધોતિયુ ખેંચી લેવાયુ હતુ તેને બળી મુકાયુ હતુ ૧૮મી ડિસેમ્બરના રોજ ફરી પાછો પથ્થરમારો શરૂ થયો યશવંતરાવની મોટર ઉપર પથ્થર ફેકવામા આવ્યા અને રાષ્ટ્રધ્વજ ખેંચીને ફગાવી દેવાયો

પર ઊભુ કર્યું, ત્યારે જ દેશને આઝાદી પ્રાપ્ત થઈ, આ સત્ય લોકોએ નોંધી રાખવા જેવું છે.'

અમદાવાદમા મહાગુજરાત સંબંધે થએલા અનિશ્ચિતનિય તોફાનના સમાચારો મરાઠી ભાષામાં પ્રકટ થતા ' લોકસત્તા ' દૈનિકે આપ્યા છે.

મરાઠી દૈનિક ' લોકસત્તા ' ઉપરાંત ગુજરાતી પત્રોમાં પણ આ સમાચારો નાના–મોટા આકારે છપાયા હતા. ચૂંટણીજંગ આવતા અગાઉ કોંગ્રેસની વિરુદ્ધમા લોકમતને ફેરવવા માટે અનેક પ્રયાસો અમદાવાદમાં થયા છે.

યશવંતરાવ તો લોકશાહીની ધરી પાછળ ચાલતા રહ્યા છે. એમનાં ભાષણોમા એમણે એ પણ આગાહી આપી છે, કે ભાષિક રાજ્યની માગણી પવિત્ર હોય તો તે સારુ વાતાવરણ ઊપજાવી શકે છે.

યશવંતરાવ અંગત રીતે એકભાષીની તરફેણમાં હતા; પણ લોકસભાના નિર્ણયને મસ્તકે ચઢાવી લેવાની પોતાની પવિત્ર મનોવૃત્તિને પોષવા ખાતર જ એમણે દ્વિભાષી કબૂલ્યુ. કબૂલીને જ શાંત બેસી ન રહ્યા. પણ 'લોકસભાનો નિર્ણય પ્રત્યેક ભારતવાસીએ માન્ય રાખવો જોઈએ મેં પણ માન્ય રાખ્યો છે, મારી અંગત માન્યતાને બાજુએ હટાવીને પણ મેં લોકસભાનો હુકમ બજાવવામા કર્તવ્ય–પાલન માન્યુ છે તેમ તમે પણ એકભાષામા માનતા હો કે દ્વિભાષીમા, પણ લોકસભાના હુકમને તાબે થઈ જાઓ કારણ, કે લોકસભામા ભારતની જનતાએ ચૂંટી કાઢેલા ભારતના પ્રતિનિધિઓ બેઠા છે. તેમની પાછળ દેશની બહુમતીનો જબરજસ્ત અવાજ છે.' આ મતલબનો ચારે બાજુએ પ્રચાર કરવા લાગ્યા.

લોકશાહીમા કોઈ જ નિર્ણય છેલ્લો હોતો નથી. સને ૧૯૬૦ના મે માસના આરંભમા વિશાળ દ્વિભાષી મુંબઈ રાજ્યનુ વિભાજન થઈ ગયું.

મુંબઈ, ગુજરાત તેમજ મહારાષ્ટ્ર કૉંગ્રેસના કેટલાક સભ્યોએ પોતપોતાના અંગત મત ખાતર કૉંગ્રેસને બદનામી મળે એવા રસ્તા અખત્યાર કર્યા. એમ કરવા પાછળ તેમનો ગમે તે ઉદ્દેશ હો. પણ તેઓએ લોકસભાના નિર્ણયને નહીં સ્વીકારવાની ભૂલ કરી. યશવંતરાવે કેટલાક લોકોનો રોષ સહન કરીને પણ લોકસભાના નિર્ણયને અનેક પ્રાન્ત-જિલ્લામાં જઈ ને ગજાવી મૂક્યો.

## આકોલામાં ને પુનામાં

આપણા કેટલાક લોકો અધૂરી સમજણથી રાજકારણમાં માથાં મારતા થઈ ગયા છે. આ રીતે માથું મારનારાઓ પોતપોતાની જાતને દેશના સર્વોચ્ચ નેતાથીયે વધારે બુદ્ધિમાન ગણી બેઠા છે. આ વર્ગ રાષ્ટ્રની સેવા કરવાને બદલે કુસેવા કરે છે. આ કલંક ધોવા માટે યશવંતરાવે ખૂબ મહેનત લીધી છે.

મુખ્ય પ્રધાન થયા પછી યશવંતરાવે સતારા, વિદર્ભ, ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ વગેરે પ્રદેશોમાં ફરી ફરીને જનતાને ત્રણ બાબતો સમજાવી છે.

પહેલી વાત તો એ કે હવે આ દેશે આઝાદી મેળવી છે. દેશમાં લોકરાજ સ્થપાયું છે. લોકરાજ્ય લોકશાહીતંત્ર દ્વારા ચાલે છે. બીજી વાત એ કે પ્રાન્ત અને ભાષાભેદ આંધળાં ન બને, તેની દરેકે સંભાળ રાખવાની છે. અંધ ભાષાભક્તિ રાષ્ટ્રની કે ભાષાની સેવા કરી શકે નહીં. ત્રીજી વાત એ કે દરેક ભારતીયનું જીવનધ્યેય ભારતની ઉન્નતિનું પ્રવર્તક રહેવું જોઈએ. રાષ્ટ્ર મુખ્ય છે. એની આઝાદીની રક્ષા મુખ્ય છે. એની આબાદીના યત્નો મુખ્ય છે. એકભાષી રાજ્ય કે દ્વિભાષી રાજ્ય, દ્વિભાષી રાજ્યમાં કયા જિલ્લાને જોડી દેવા ને એકભાષીમાં કોને જોડવા ને કોને અલગ રાખવા, વગેરે પ્રશ્નો મુખ્ય નથી.

યશવંતરાવે ઠેર ઠેર લોકશાહીના અમલનો પ્રચાર કર્યો. જનતાને રાષ્ટ્રીય એકતાની બંસી સંભળાવતા ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં યશવંતરાવ આકોલા ગયા.

અકોલામાં કોંગ્રેસ મેદાનમાં મંજાવર સભા થઈ. એ સભામાં ભાષણ કરતાં તેમણે મહત્ત્વના શબ્દો ઉચ્ચાર્યા :

'મુંબઈ રાજ્યની નિર્મિતિ એ ભારતના ઇતિહાસમાં એક અભૂતપૂર્વ ઘટના અસૂલ રાષ્ટ્રિય ભાવનાને પ્રાધાન્ય દેવા માટે રાષ્ટ્રીય ઐક્ય ટકાવી રાખવા માટે મુંબઈ રાજ્યનું નિર્માણ થયું છે.'

મહાગુજરાત અને સંયુક્ત મહારાષ્ટ્ર—એકભાષી રાજ્યની ચળવળ સંબંધે એમણે જણાવ્યું :

'એકભાષાની લોકોનું એક રાજ્ય થાય, આ માગણી મહારાષ્ટ્રવાદીઓની છે. પરંતુ મારી જવાબદારી ઓળખી હું એ કહું છું, કે મરાઠી અને ગુજરાતી આ બન્ને ભાષાના જન્મથી શરૂ થતા ઇતિહાસમાં કદી પણ એકત્ર થયા નથી; એટલી મોટી સંખ્યામાં આ નવા રાજ્યમાં ગુજરાતીઓ અને મહારાષ્ટ્રીઓ આ સમય પૂર્વે ક્યારેય પણ ભેગાં રહ્યાં નથી.'

એટલું કહી એમણે રાષ્ટ્રીય શક્તિની ઉપાસના પર ખૂબ વિચાર મૂકી તેની આવશ્યકતા પુનઃ સમજાવી. એ પછી દ્વિભાષી મુંબઈ રાજ્યનો નિર્ણય શા માટે લેવાયો, તે પણ પુનઃ સમજાવ્યું. આ સ્પષ્ટીકરણ આગળ અપાઈ ગયું છે.

આપણા આ રામરાજ્યને એમણે રાજ્યથી વધારે સારું રાજ્ય કહ્યું. આ રાજ્ય માત્ર કોઈ રામ રાજાનું નહીં; પણ લોકોનું છે, એમ જણાવ્યું. કોંગ્રેસે આજ સુધીમાં શું કર્યું છે, તે મુદ્દા પર બોલતાં તેમણે કહ્યું :

'જગતના ઇતિહાસમાં લોકશાહીના નામ હુકમશાહી ચાલ્યાના ઘણાં દષ્ટાંતો છે. પણ કોંગ્રેસે તો તેમનું રાજ્ય થયા પછી બ્રિટિશરોના ટોલ પીટનારા ખાનબહાદુરો, ખાનસાહેબો વગેરેને પણ કોંગ્રેસમેન જેવો જ મતાધિકાર આપ્યો, ભારત અને પાકિસ્તાન એ બન્ને

રાજ્યો એક જ વખતે અમલમા આવ્યા પણ ભારતની હાલત જુઓ ને પાકિસ્તાનની જુઓ ભારતે લોકશાહી ધગના, પચવર્ષીય યોજના વગેરે મહત્ત્વની બાબતો થોડા સમયમા અમલમા મૂકી એ જ કારણથી સાધારણ કોટિના માણસો ક્યારેક ગુસ્સાના આવેશમાં આવી જઈ કોંગ્રેસને ગાળો ભાંડતા હોવા છતા ચૂટણી વખતે એના જ ઉમેદવારોને મતો આપી આવી છે'

રાષ્ટ્રની સપત્તિ સબધે બોલતા કહ્યુ 'રાષ્ટ્રની સપત્તિ કુદરતે દીધેના સાધનોમા છે એ નૈસર્ગિક સાધનોનો આપણે હજી સુધી ઉપયોગ કર્યો નથી અગ્રેજોએ આપણો પરાભવ નવીન શસ્ત્રોથી ને નવીન શાસ્ત્રોથી કર્યો છે

૪૦ કરોડની જનતાના હાથ ૮૦ કરોડ છે એ એશી હજાર હાથોથી કામ કરવાથી જ ભારત ગૌરવશાળી થશે જૂના ઇતિહાસ તો આપણે નિર્માણ કરી શકવાના નથી પણ આજનો–આવતી કાલનો ઇતિહાસ ઘડવા માટે તાકાત પેદા કરો એ આહ્વાહન હું તરુણોને આપુ છુ'

આકોલા પછી ડિસેમ્બર ની ૨૭મી તારીખે યશવતરાવે પુનામાં મહાત્મા ફુલે માર્કેટમા પ્રવચન કર્યું પુનના નાગરિકોએ માજી મેયર બાબુરાવ સણસના પ્રમુખપદે યશવતરાવની સ્વાગત સભા ભરી હતી લગભગ અઠ્ઠાવીસ હજારની માનવમેદની સામે યશવતરાવનુ વક્તૃત્વ થયું

'આ નવીન રાજ્ય દ્વારા જનતાનો આર્થિક અને સાસ્કૃતિક વિકાસ પોષણ મેળવતો થશે તે જ પ્રમાણે શૈક્ષણિક અને સામાજિક વિકાસ પણ થશે જ દ્વિભાષી રાજ્યનો વિચાર પાર્લામેન્ટે કર્યો છે પણ કેટલીક અડચણોને લીધે કોંગ્રેસ પક્ષ એક મોટા સકટમાં ફસાયો

છે. અને તેનો ફાયદો ઉઠાવવા જનતામાં અસંતોષ ફેલાવવાનો અને 'તેમ કરીને પોતે સત્તા હાથ કરવાનો વિચાર હતો.'

આ પ્રકારની મતલબ યશવંતરાવે મુંબઇ રાજ્યના મુખ્ય પ્રધાન તરીકે પુનાની મહાત્મા ફુલે માર્કેટમાં વ્યક્ત કરી.

યશવંતરાવનું સન્માન કરનાર એ સમારંભમાં એમનું બહુમાન થયું ને એમને માનપત્ર ગ્રહાં અપાયું.

આગળ જતાં તે બોલ્યા : 'દેશમાં રશિયાની જ વાતો કરનારો એક વર્ગ છે. બીજો વર્ગ ઇતિહાસની જુની પરંપરામાં જ પડી રહ્યો છે. આ વર્ગને ઉદ્દેશી યશવંતરાવે થોડાક માર્મિક વાક્યો ઉચ્ચાર્યાં :

'એકની દૃષ્ટિ સામે રશિયા છે ને કેટલાક ઇતિહાસને આગળ લાવવો છે. એ લોકોએ એ ધ્યાન રાખવું જરૂરી છે, કે ઇતિહાસ તો ગયો; એ તો હવે સાવ જતો રહ્યો. ઇતિહાસમાં કંઇ ભૂલ થઈ ગઈ હોય તો તેની પુનરાવૃત્તિ ન કરો. માણસનો ઇતિહાસ તપાસીએ તો તેમનું મૂળ વાંદરો છે. આપણે અસલ વાંદરા હતાં. તો શું હવે આપણે વાંદરા બનવાની કોશીશ કરવી ?'

યશવંતરાવે કોંગ્રેસ સંબંધે બોલતાં કહ્યું : 'કોંગ્રેસ એક રાષ્ટ્રીય પક્ષ છે. તેની પાસે ધોરણ છે

દ્વિભાષી રાજ્ય આર્થિક તેમજ સાંસ્કૃતિક પ્રગતિ સાધવાનું છે. દ્વિભાષી રાજ્યમાં તમામ મરાઠીભાષીઓ એકત્ર થાય છે. યુગપરિવર્તનને લક્ષ્યમા રાખી એકમેકના હાથમાં હાથ નાખી ભાઈ-ભાઈ થઈ વિકાસ સાધો. આપણી પાસે આવેલું દ્વિભાષી રાજ્ય કયા તત્ત્વ પર રચાયું છે; તે તત્ત્વનો જનતાએ વિચાર કરવો જરૂરી છે.

રાજ્ય ચલાવવા માટે શાસનશક્તિ અને નિષ્ઠાની જરૂર પડે છે. 'અમારે નિષ્ઠા પર રાજ્ય ચલાવવાનું છે. શાસનશક્તિ ઉપરાંત લોક

ટકી શકતું નથી, એમ ઇતિહાસ કહે છે. નવીન નિર્માણ થયેલું દ્વિભાષી મુંબઈ રાજ્ય આપણે યશસ્વી કરવાનું છે. તે રાજ્યને તોડી પાડવા માટે ઉપસ્થિત થયું છે એમ કોઇ ન માનજો. એ માટે સહુએ પરિશ્રમ કરવો જરૂરી છે. એનો અર્થ જ એ કે આગામી ચૂંટણીમાં સહુએ કોંગ્રેસને યશસ્વી બનાવવાની છે.'

**યશવંતરાવ** મુખ્ય મંત્રીના સ્થાને સ્થિર થયા ન થયા; ત્યાં તો ચૂંટણીજંગનાં બ્યુગલો ફૂંકાવા લાગ્યાં. કોંગ્રેસ પાર્ટીને સત્તા પરથી ખસેડી નાખવાના હેતુથી કોઈ કોઈ વિરોધી પક્ષે તો તેનું મૂળ ધ્યેય છોડી એકભાષી રાજ્ય નિર્માણનો પ્રશ્ન ઉઠાવી લીધો.

યશવંતરાવે વિશાળ મુંબઈ રાજ્યનો પ્રવાસ કરી નવીન રાજ્યના ઉદ્દેશો ભરપૂર હાથે વહેતા મૂક્યા હતા. આથી હજારો માણસો કોંગ્રેસ પક્ષને કમતાકાત અને આવડત વગરનો માનવાની ભૂલ સુધારવા લાગ્યા હતા.

ગુજરાતના પાટનગર કર્ણાવતી (અમદાવાદ) માં જનતા પરિષદે કોંગ્રેસ વિરુદ્ધ બેહદ પ્રચાર કરી મૂક્યો હતો. મહેસાણા જિલ્લામાં પણ પરિષદનું જોર વધી ગયું હતું. વડોદરામાં બેકાબૂ પ્રચાર ચાલતો તો નહોતો. સુરતમાં પરિષદ બહુ ફાવી ન હતી. કચ્છ–સૌરાષ્ટ્રમાં તો આ જનતા પરિષદે જનતાની ઓળખાણ જ ખાસ કરી ન હતી. અંદરખાનેથી જનતા પરિષદ અને સંયુક્ત મહારાષ્ટ્ર સમિતિ બંધારણ, ધોરણ ને કાર્યક્રમ વગરની હોવાથી એમને તેમના પક્ષોના જોર વધારવા માટે અમર્યાદિત માર્ગ લેવા પડતા હતા. સમિતિના કાર્યકરોએ મરાઠીભાષી પ્રદેશોમાં કોંગ્રેસને લોક દિલમાંથી હટાવી દેવાના ગજબનાક પ્રયાસો આરંભ્યા હતા.

૧૯૫૬ના ડિસેમ્બરની ૨૩મી તારીખે કોંગ્રેસ વતી યશવંતરાવે ચૂંટણીનું મંગલાચરણ કર્યું.

૧૯૫૭ના જાન્યુઆરી માસની ૧૪મી તારીખે ફલટણમાં તેમનો સત્કાર થયો. તે સમયે તેમણે કહ્યું:

'દ્વિભાષીની જવાબદારી લેતાં મને કામની ભીતિ લાગી નહીં. મારી કર્તવ્યપરાયણતા પ્રત્યે અવિશ્વાસ જણાયો નહીં. પણ એવી કાળજી થઇ કે હું એકાદું પગલું ચૂક્યો હોઉં. કારણ કે તેનો હું પ્રતિનિધિ છું. એટલે આ નવા રાજ્યની જુમ્મેદારી મેં ઉપાડી છે. મહારાષ્ટ્રીય માણસ તે જુમ્મેદારી ઉપાડી શકે છે, અને સંભાળી શકે છે, એ સિદ્ધ થવું જોઇએ. છેલ્લા કેટલાક દિવસોમાં હું હજારો મરાઠી-ભાષીઓને મળ્યો છું, ને તેમનીસાથે વાતચીત પણ કરી છે. તે પરથી મારી શ્રદ્ધા દૃઢ થઈ છે કે અમે યશસ્વી થઇશું.'

આવાં ભાવનાભરપૂર વાક્યો ઉચ્ચારી યશવંતરાવે ફલટણની જનતા તરફથી થયેલો સત્કાર ઝીલ્યો. આખું શહેર લગભગ સત્કારમાં ઉપસ્થિત હતું

ફલટણ આવવા અગાઉ કરાડ, સતારા, વાઈ અને ફલટણ-વિભાગમાં યશવંતરાવે પ્રવાસ કર્યો હતો. એ પૂર્વે નાગપુર-વિદર્ભથી માંડીને સુરત–અમદાવાદના સર્વ ભાગમાં પ્રવાસ કરી મરાઠવાડ તરફ કૂચ કરી રહ્યા હતા.

ફલટણની સભામાં આ પ્રવાસનો ઉલ્લેખ કરી તે કહેવા લાગ્યા: 'હજારો માઇલનો પ્રવાસ કરી, લાખો માણસોની ખાનગી તેમજ જાહેર સભામાં બોલીને મેં તારતમ્ય એ કાઢયું છે, કે આમજનતાને આ નવું રાજ્ય માન્ય છે લોકોએ કરેલાં ઉત્સાહ ભરપૂર સ્વાગતમાં તે સ્પષ્ટ દેખાઈ આવ્યું છે.'

૯ અને ૨૯મી જાન્યુઆરી માસમાં યશવંતરાવે મરાઠવાડના તુળજાપુરમાં આવેલા તુળજા ભવાનીના દર્શન કરી કોંગ્રેસ-પ્રચાર શરૂ કર્યો

તા ૧૭મી જાન્યુઆરીના દિવસે તેમણે બીડમાં ચૂંટણીજંગ માટેના પ્રચારનું શ્રીફળ ફોડયું તે બોલ્યા 'છેલ્લા વિશ વર્ષમાં કોંગ્રેસે જ યોગ્ય માર્ગદર્શન આપ્યું છે અને ભવિષ્યમાં પણ કોંગ્રેસ જ પ્રગતિના ને સમૃદ્ધિનો માર્ગ દેખાડશે માટે કોંગ્રેસને જ મત આપો લોકશાહીમાં વિરોધી પક્ષની આવશ્યકતા હોય છે જ પરંતુ દુર્દૈવે આજ દેશમાં નામ લેવા લાયક એક પણ વિરોધી પક્ષ નથી ભિન્નમત પ્રણાલી અર્થાત્ નિસવાદી તત્ત્વજ્ઞાનને અનુસરનારા સમૂહ સંયુક્ત મોરચો સ્થાપી રહ્યા છે ભારત અને પાકિસ્તાનને એક કરવાની વાતો કરનારી હિન્દુ-સભાને ગુજરાત અને મહારાષ્ટ્ર એક કરવાનું સૂઝતું નથી

મરાઠવાડમાં તુળજાપુર પછી જાલનાના ગ્રામાદિગ્રામોમાં એમના જાહેર ભાષણો થયા

મંગળવાર પછી તેમણે સતારા જિલ્લામાં પોતાના મતદાર સંઘની વહેંચ મથામા ભાષણ આપ્યું

જાન્યુઆરીની ૨૬મી તારીખે વાઠારગામમાં કુસેમ ઠાઇમાં જાહેર ભાષણ કરતાં એમણે કહ્યું. 'કોંગ્રેસ જ જનતાની આશા-આકાંક્ષાનુ પ્રતિક હોવાથી લોકોના વિચાર પોતાના મોઢેથી ઉચ્ચારે છે ૧૯૫૭ની સાલમાં ક્રાન્તિ થવાની છે પણ તે ક્રાન્તિ સશસ્ત્ર નહી જ હોય એ ક્રાન્તિ હશે જનતાનાં જીવનમાન ઉચ્ચત્તમ કરનારી ફળદ્રુપ જમીનમાં તમારા મતરૂપી બીજ વાવવા હોય અને સારાં ફળો મેળવવા હોય તો કોંગ્રેસને જ મત આપો અને બીજાને જેમ તેમ ફેંકી દેવા હોય તો વિરોધી પક્ષને મત આપો

માત્ર ગર્જનાઓ કરવાથી ને ગાળો ભાંડવાથી ખરેખરો વાજબી વિરોધી પક્ષ ઉપસ્થિત થવાનો નથી એ માટે તો અનેક વર્ષોના તપ અને સેવા જરૂરી છે તેઓએ લોકકલ્યાણના કાર્યક્રમો લોકો આગળ રજૂ કરવા જોઈએ આવા વિરોધી પક્ષનું તો કોંગ્રેસ સ્વાગત કરશે કાર્યક્રમ વગરના વિરોધી પક્ષો દેશમાં જીવન મેળવી શકવાના નથી

ચૂંટણી આવી કે તરત જ વિરોધી પક્ષોમાં ઐક્ય ચેના થઈ જાય છે લોકોને સુખી કરવાના ધ્યેય જ વિરોધી પક્ષોના હોય, આર્થિક સમાનતા અને સામાજિક ન્યાય અપાવી દેવાના તેમનાં પગલાં હોય તો તેઓ અમારામાં મિશ્ર કેમ થઈ જતા નથી ? પણ તેઓએ તો લોકકલ્યાણને બાજુએ હટાવી કોંગ્રેસનો નાશ કરવાના સ્વપ્નાં સેવવા માંડયા છે છેલ્લી ચૂંટણીમાં એકેક પક્ષે અલગ રહીને કોંગ્રેસનો વિધ્વંસ કરવાના પ્રયાસો અજમાવી જોયા પણ એમાંના કોઈ પણ પક્ષના પ્રયાસો ક્રમાગત નિવડ્યા નહી એટલે હવે એ દુર્બળોએ સંપ કર્યો છે પણ લોકો એ દુર્બળોને સારી પેઠે પિછાને છે

ગામડામાં શિક્ષણ જોઈએ, આરોગ્ય જોઈએ ગામડાની આ જરૂરત કોંગ્રેસ સિવાય બીજા કયા પક્ષે પારખી છે ? બીજા કયા પક્ષે ગામડાઓને દૈવત દેનારી પ્રવૃત્તિ આરંભી છે ? દેશભરના તમામ ગામડાંઓને શિક્ષણ-આરોગ્યની સામગ્રી પૂરી પાડવાની પ્રતિજ્ઞા કરનારી કોઈ પણ પાર્ટી હોય તો તે કોંગ્રેસ છે દુનિયામાં ભારતની પ્રતિષ્ઠા વધારવાના પ્રયત્નો અહોરાત્ર કોંગ્રેસ જ કરે છે બીજા કોઈ પણ પક્ષમાં તે શક્તિ નથી, માટે જ કોંગ્રેસની સામે સંયુક્ત મોરચો ઊભો થયો છે

યશવંતરાવ મુંબઈ સંબંધે બોલતા કહેવા લાગ્યા 'આજના રાજ્યમાં મુંબઈ સહિત મહારાષ્ટ્ર આવી ગયું છે એકત્ર થવાનાં જે સ્વપ્નાં હતાં તે સાકાર બન્યાં છે મુંબઈ તેમની રાજધાની થઈ છે. પછી મુંબઈની ઘોષણા કરી જનતાને શું કરવા ભરમાવાય છે ?

સમસ્ત ભારતની સહાયી જ મુંબઈ છે. તેની આબાદી વધારવાની જુમ્મેદારી આપણી છે. આ આપણી કસોટી છે. ગુજરાતી સહકારીઓના વિશ્વાસ સંપાદન કરી આપણે ન્યાયથી રાજ્ય કરી શકીએ છીએ, એ જગતને જતાવી દેવું જોઈએ. સંન્યાસ લેવો હોય તો વિવાહ પહેલાં જ કહી દો. જનતા હવે ફસાવાના નથી. પહેલાં કોંગ્રેસને નષ્ટ કરનારા બીજા પ્રભાવશાળી પક્ષની સ્થાપના કરો અને તે પછી જ કોંગ્રેસને નષ્ટ કરનારા કાર્યક્રમ હાથ પર લો. લોકશાહી રાજ્ય ટકી રહે, એ જ મારી પ્રાર્થના છે. આ કામમાં જે મદદ કરે છે તે જ આજના દેશભક્ત છે. દેશને અંતઃકરણપૂર્વક મદદ કરવા ઇચ્છતા હો તો કોંગ્રેસને જ મત આપો.'

યશવંતરાવના પોતાના જ મતદાર સંઘમાંની ચૂંટણી ભારતની કોઈ પણ ચૂંટણી કરતાં વધારે રસાકસી ભરેલી થવાની છે; એ આખનની લગભગ બધાને ખબર હતી. યશવંતરાવે પણ તે સમય અગાઉ સોલાપુર ખાતે તા. ૧૧મી નવેમ્બરના રોજ પત્રકારોને મુલાકાત આપતાં કહ્યું હતું: 'મારા જિલ્લા બહારના મતદારસંઘમાં ચૂંટણીજંગ ખેલવા કરતાં મારા પોતાના જ મતદાર સંઘમાં ચૂંટણીજંગ ખેલવો જરૂરી છે. એ વાત અત્યંત મહત્ત્વની પણ છે. જે વિસ્તારનો સામિપ્યો હોય તે જ વિસ્તારમાંથી મત મેળવનાર વ્યક્તિએ ચૂંટાઈ આવવું યોગ્ય છે. તે પોતે તે વિસ્તારનો અનુભવી હોય છે.'

—અને આખરે પોતાના વિસ્તારમાંથી રસાકસીથી પોતે ચૂંટાઈ આવ્યા.

# [૩૩] વિશાળ દ્વિભાષી રાજ્યનુ વિભાજન

વિશાળ દ્વિભાષી મુબઈ રાજ્યનુ સચાલન કરવું અતિ કઠિન હતુ. કોઇ પણ પ્રકરણમા બે પક્ષોને જો સમાન હક ન મળે તો એનો અર્થ એ થાય કે એકને નુકશાન થયુ છે અને બીજાને ફાયદો થયો છે પરંતુ આ વિશાળ રાજ્યમા તો એવું બનવા પામ્યુ કે પોતાને નુકશાન થયુ છે, એવી બન્ને પક્ષોએ બૂમાબૂમ કરવા માંડી એ બન્ને અસતુષ્ટ પક્ષોને સપૂર્ણપણે સાંભળી લઈને તેમને સતોષવાનુ કાર્ય બજાવવાનુ હિમ્મતભર્યું સાહસ યશવતરાવે ઉપાડી લીધું હતું અને ત્યા સુધી પ્રેમથી અને મીઠાશથી બન્ને પક્ષોને જીતવાના તેમણે પ્રયાસો આદર્યાં અને તેમા સારી સફળતા પ્રાપ્ત કરી. પોતે વિશાળ દ્વિભાષીમા માનતા ન હોવા છતાં કેન્દ્ર સરકારે અપનાવેલી નીતિને સ્વીકારી લેવાની તેમની શિસ્ત પ્રશસાને પાત્ર ગણાય જરૂર, અમે તેવા હુકમો કે અયોગ્ય લાગતી નીતિને તાબે થવુ એ યોગ્ય નથી પરતુ આવેશવશ બનીને આપસઆપસમા ઝઘડાની શરૂઆત કરવા કરતા શાતપણે પોતાના વિચારો દર્શાવવા, અને આગેવાન કાર્યકર્તાઓને અન્યના-પ્રજાના વિચારોથી માહિતગાર કરીને તેમને સમજાવવા, એ નીતિ ચાણક્યનીતિ છે એ ચાણક્ય-નીતિને અનુસરવુ, એ જ રાજદ્વારી પુરુષનુ કર્તવ્ય છે

જે જે લોકો આવેશવશ બન્યા છે, તે તે લોકોને આજે પોતાની ભૂલ સમજાતી ગઈ છે. સમજાવે બધાને જોવાની યશવંતરાવની વિશાળ દૃષ્ટિ તેમની રાજનીતિજ્ઞતાને જ આભારી છે.

રાજદ્વારી પુરુષોએ ભગવાન શંકરની પેઠે ઝેરના ઘૂંટડા પચાવી જતાં શીખવું જોઈએ જેમ આજ સુધી રાજાને ઈશ્વરી અંશ માનવામાં આવેલ છે, તેમ આજે રાજનો સૂત્રધાર પણ ઈશ્વરી અંશને લાયક ઠરે છે.

સમય એ આવી પહોંચ્યો કે કોંગ્રેસ પ્રમુખ તરીકે શ્રીમતી ઈંદિરા ગાંધી ચૂંટાઈ આવ્યાં, અને તેમણે મહારાષ્ટ્રનો પ્રવાસ ખેડયો. શ્રી. યશવંતરાવે તે સમયનો લાભ લઈ ત્યાંની પરિસ્થિતિ વિષે તેમને માહિતગાર કર્યાં. ઈંદિરા ગાંધીએ તે માહિતી કોંગ્રેસને અને કેન્દ્ર સરકારને આપી. કોંગ્રેસ પ્રમુખ તરફથી મળેલી માહિતીને લક્ષમાં લઈને કેન્દ્ર સરકારે દેશના લાભને ખાતર ગુજરાત અને મહારાષ્ટ્રને અલગ કરવાનાં ચક્રો ગતિમાન કર્યાં. તે વિષેનું બીલ પાર્લામેન્ટમાં રજુ કરાયું.

બીજી બાજુ મુંબઈ રાજ્યના આગેવાનોએ અને રાજ્યપુરુષોએ પણ તે જ પગલે ચાલવા માંડયું. તે બાબતનો ખરડો ધારાસભામાં અને રાજસભામાં પસાર થઈ ગયો. મુંબઈ સરકારે સને ૧૯૬૦ના એપ્રિલની ૧લી તારીખથી બન્ને રાજ્યોને અલગ કરવાનું નક્કી કર્યું. પરંતુ કેન્દ્ર સરકાર તરફથી તે દરમિયાનમાં તે ખરડો પસાર થઈ શકયો નહીં. મુંબઈ સરકારે ધારેલા સમયે વિભાજન થઈ શકયું નહીં. પરંતુ કેન્દ્ર સરકાર તરફથી તે ખરડો પસાર થતાં જ સને ૧૯૬૦ના મે માસની ૧લી તારીખે બન્ને રાજ્યો–ગુજરાત અને મહારાષ્ટ્ર અસ્તિત્વમાં આવ્યાં.

ઇન્ડીઅન મર્ચન્ટ્સ ચેમ્બરની વાર્ષિક સભામાં યશવંતરાવ ચવ્હાણે ભાષણ આપતાં કહ્યું હતું: 'મુંબઈ રાજ્યના વિભાજન

અંગેનો નિર્ણય ઘણી વિચારણા બાદ લેવાયો હતો. અને હું ખાતરી આપું છું કે એ નિર્ણયનો સરળ તથા સફળ અમલ થાય એ માટે, અમે દરેક પ્રયાસ કરી રહ્યા છીએ.'

ઇન્ડીઅન મરચન્ટ્સ ઓફ ચેમ્બરની પરમી વાર્ષિક સામાન્ય સભામા પ્રારંભ પ્રવચન કરતા યશવન્તરાવે એવી પણ ખાતરી આપી હતી :

'રાજ્યના વિભાજન પછી મુંબઇ શહેરનું વિશિષ્ટ મહત્ત્વ જળવાઈ રહેશે.'

નવાં રાજ્યો સબંધે ઉલ્લેખ કરતા તે બોલ્યા હતા :

'નવા રાજ્યો રચાયા બાદ બન્ને રાજ્યો હજી વધુ સમૃદ્ધિ પ્રાપ્ત કરશે. આ કાર્ય મુશ્કેલ છે પણ એની જરૂર એટલી જ તાકીદની છે. આથી હું ચેમ્બરના સભ્યોને સારકારને આ પ્રવાસમા બધો સહકાર આપવા અપીલ કરું છું. જેથી બન્ને રાજ્યોમા ઝડપી આર્થિક વિકાસ સાધી શકાય.'

સૂચિત ગુજરાત રાજ્યના પાટનગરની ખીલવણી અંગે મુંબઈ સરકારના તા. ૨૦-૨-૬૦ના ગેઝેટમા ગુજરાત પાટનગર (આજુબાજુનો વિસ્તાર) નિયમન ખરડો પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

ખરડાના હેતુઓ અને કારણો અંગેના નિવેદનમા જણાવવામા આવ્યુ છે કે, 'મુંબઈ રાજ્યનું સૂચિત વિભાજન થવાનું હોવાથી નવા ગુજરાત રાજ્યની રાજધાની માટે જગ્યા પસંદ કરવામાં આવશે. જેમ રાજધાનીને આવરી લેતો વિસ્તાર યોજના પ્રમાણે વિકસાવવો અને બાંધવો ઇચ્છનીય છે; તેમ નવી રાજધાનીની આજુબાજુના વિસ્તારોની પણ યોગ્ય રીતે ખીલવણી થાય તેની કાળજી રાખવી જરૂરી છે. આથી, નવી રાજધાની આજુબાજુના વિસ્તારની ખીલવણી માટે નિયમિત તેમજ નિયંત્રણ રાખવા માટે જરૂરી જોગવાઈઓ કરવાનો આ ખરડાનો હેતુ છે.

આ અંગે, રાજધાનીની સરહદથી બધી બાજુએ પાંચ માઈલ સુધીના અને અંદરના વિસ્તારને લાગુ પડે છે. કેટલાક વિસ્તારોને નિયંત્રિત ક્ષેત્રના વિસ્તારો તરીકે જાહેર કરવાની સત્તા એની કલમ-૩ હેઠળ હાથ ધરવામાં આવી છે. નિયંત્રિત ક્ષેત્રના વિસ્તારને લાગુ પડનાર મર્યાદાઓનો પ્રકાર જણાવતી યોજનાઓ ઘડવાની જોગવાઈ કલમ-૪માં કરવામાં આવી છે. કોઈ વ્યક્તિ યોજનાઓમાં જણાવ્યાથી જુદી રીતે કોઈ મકાન વગેરે બાંધવા માગતી હોય તો તેને કલેક્ટરની મંજુરી લેવાની રહેશે. આવી રજા આપવી કે નકારવી તેની પ્રક્રિયાનો ઉલ્લેખ કલમ-૬માં કરવામાં આવ્યો છે. કલમ-૮માં વળતર માટેની જોગવાઈ કરવામાં આવી છે. કલમ-૧૧ હેઠળ જમીનનો કોલસાની ભઠ્ઠી વગેરે ચોક્કસ હેતુઓ માટે થનારા ઉપયોગ ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે. પંજાબની રાજધાની તરીકે ચંદીગઢની પસંદગી થઈ હતી, ત્યારે જેવો ધારો હાથ ધરવામાં આવ્યો હતો તેવા ધારાને આ ખરડો સામાન્યતઃ અનુસરે છે.

મુંબઈ વિધાનમંડળની બેઠક ૨-૩-૬૦થી શરૂ થઈ હતી. રાજ્યપાલ શ્રી પ્રકાશે તેનો પ્રારંભ કરતા પ્રવચનમાં મુંબઈ રાજ્યના સૂચિત વિભાજનનો તથા રાજ્યમાં થયેલી પ્રગતિનો ઉલ્લેખ કર્યો હતો.

રાજ્યપાલે પ્રવચન કરતા કહ્યું હતું:

"શ્રી ચેરમેન, શ્રી સ્પીકર અને માનનીય સભ્યો, રાજ્ય વિધાનમંડળના આ ટૂંકા અધિવેશનમાં આપ સર્વનું હાર્દિક સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે. આ રાજ્ય માટે ઐતિહાસિક મહત્ત્વના કહેવાય એવા સમયે આપણે મળી રહ્યા છીએ. છેલ્લાં ચાર વર્ષ દરમિયાન દ્વિભાષી મુંબઈ રાજ્યનો કારોબાર ઘણી સફળતાથી ચાલ્યો હોવા છતાં આ રાજ્યને હવે મુંબઈ (મહારાષ્ટ્ર) અને ગુજરાત એમ બે રાજ્યોમાં વહેંચી નાખવાની દરખાસ્ત છે.

આ રાજ્યના વિભાજન અંગેના સૂચિત ખરડા ઉપર તમારા મંતવ્યો દર્શાવવાની તમને તક મળે તે અર્થે આ ખાસ બેઠક

બોલાવવામા આવી છે મુબઈ રાજ્યને ભાષાકીય ધોરણે બે રાજ્યોમા વહેચી નાખવાની દરખાસ્તની વિચારણા માટે કેન્દ્રના ગૃહપ્રધાન પંડિત ગોવિદ વલ્લભ પતના અધ્યક્ષપદે નવ રાજ્યોની સમિતિની કોંગ્રેસ કારોબારીએ નિમણૂક કરી હતી તે સજોગોથી તો તમે સૌ વાકેફ છો વહીવટીતંત્રના માળખાની વિગતો નક્કી કરવા, અસ્કયામતો તથા જવાબદારીઓની વહેચણી કરવા અને સૂચિત બન્ને રાજ્યો માટેના નાણાકીય સાધનોની આકારણી કરવા રાજ્ય સરકારે અધિકારીઓની બે નિષ્ણાત સમિતિઓની નિમણૂક કરી હતી તેનાથી પણ તમે માહિતગાર હશો આ રાજ્યના વિભાજન માટેના ખરડાનો મુસદ્દો ઘડવામા આ સમિતિઓના અહેવાલો સરકારને ઘણા સહાયભૂત નિવડયા છે આ સભાગૃહે ન્યાયની ભાવના અને રાષ્ટ્રીય એકતા જાળવવામાં જે ઉચ્ચ પ્રણાલિકા પાડી છે તથા તડજોડ અને સહિષ્ણુતાની જે ભાવના હમેશા દાખવી છે એનાથી રાજ્યના વિભાજન માટેના ખરડા ઉપરની આ સભાગૃહની વિચારણા સરળ બનશે એવી મને ખાતરી છે અને મને વિશ્વાસ છે કે આ ગૃહમા તેની વિચારણા અને સમજૂતી શુભેચ્છાની ભાવનાથી ચલાવવામા આવશે મને ખાતરી છે કે જુદા પડવાનુ સારા ભાઈઓ જેવુ બના રહેશે અને આપણે સારા પડોશીઓ તરીકે રહેવાનુ ચાલુ રાખીશુ

આ ટૂકી બેઠકમાં હુ આ સભાગૃહનો સમય વહીવટીતંત્રની આલોચનામાં લેવા માગતો નથી પણ આપણે જ્યારે છેલ્લી વાર આ સભાગૃહમા મળી રહ્યા છીએ ત્યારે છેલ્લા વર્ષ દરમિયાન આપણે કરેલી સિદ્ધિઓના કેટલાક નોધપાત્ર અગોનો જ હુ ઉલ્લેખ કરીશ'

આટલુ કહી રાજ્યપાલ શ્રી શ્રીપ્રકાશે બીજી પચવર્ષીય યોજનાનો અમલ સામૂહિક વિકાસ કાર્યક્રમ, આમજીવનનુ સગઠન પૂરવઠો, ખેતી ઉત્પાદન ઉપર ખાસ ઝોક ઘનિષ્ટ અને વિસ્તૃત ખેતી અનાજની વહેચણી, ખેતીવાડી વિકાસ, વિસ્તૃત સિચાઈ કાર્યક્રમ, સિચાઈ

યોજનાઓ, વીજળી શક્તિ ઉત્પાદન, ઔદ્યોગિક વિકાસ, ગ્રામ વિકાસ, સમાજસેવા અને પ્રાથમિક શિક્ષણ, બુનિયાદી શિક્ષણ ઉચ્ચ શિક્ષણ, આરોગ્ય સેવાઓ, મરપીતાલોનું વિસ્તરણ, ક્ષય નિવારણ, રહેઠાણોની વ્યવસ્થા, સરકારી કર્મચારીઓ માટેનાં મકાનો, કાયદાઓનું એકીકરણ, ત્રીજી પંચવર્ષીય યોજના, નાની બચત સિદ્ધિ વગેરેનો વિસ્તાર વર્ણવી સંભળાવ્યો હતો.

(૧) બનાસકાંઠા, (૨) મહેસાણા, (૩) સાબરકાંઠા, (૪) અમદાવાદ, (૫) ખેડા, (૬) પંચમહાલ, (૭) વડોદરા, (૮) ભરૂચ, (૯) સુરત, (૧૦) ડાંગ, (૧૧) અમરેલી, (૧૨) સુરેન્દ્રનગર, (૧૩) રાજકોટ, (૧૪) જામનગર, (૧૫) જુનાગઢ, (૧૬) ભાવનગર અને (૧૭) કચ્છ.

## નવાં એકભાષીરાજ્યોની ૧ મેથી થનારી રચના મુંબઈ રાજ્યના વિભાજન અંગેનો પ્રસિદ્ધ થયેલો ખરડો

હાલના મુંબઈ રાજ્યનુ બે અલગ એકભાષી રાજ્યમાં વિભાજન કરવા અંગેનો ૧૯૬૦નો મુંબઈ પુનર્રચના ખરડો મુંબઈ વિધાન સભામા ૮મી માર્ચે રજુ થયો હતો.

આ ખરડામા હાલના મુંબઈ રાજ્યને સ્થાને ગુજરાત અને મુંબઈ રાજ્યના નવા રાજ્યોની રચનાની જોગવાઈ કરવામાં આવી છે.

**આ રાજ્યોની રચના ૧લી મેથી થશે એવી તેમાં જોગવાઈ છે.**

ખરડામા જણાવ્યા પ્રમાણે નવા ગુજરાત રાજ્યમાં હાલના મુંબઈ રાજ્યના ડાંગ સહિત નીચેના ૧૭ જિલ્લાઓનો સમાવેશ થશે

નવા ગુજરાત રાજ્યનું પાટનગર બાંધવા માટે હાલના મુંબઈ રાજ્યની રોકાણ કરેલી રોકડ પુરાંતમાંથી અસ્કામતોની વહેંચણી કરતાં પહેલાં રૂ. ૧૦ કરોડ આપવાની ખરડામાં જોગવાઈ કરવામાં આવી છે. આ ઉપરાંત નવા ગુજરાત રાજ્યને પ્રથમ બે વર્ષ એટલે

કે ૧૯૬૦-૬૧ અને ૧૯૬૧-૬૨ માટે અનુક્રમે રૂા ૬,૦૨ અને ૬,૧૪ કરોડની રકમ આપવાની આકારવામા આવી છે તે છેલ્ને વર્ષે ઘટીને ૨૦૯ કરોડની થશે

બાકીના વર્ષ માટેની ગણુતરી નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧૯૬૨-૬૩ | રૂા | ૬૧૨ | (લાખ) |
| ૧૯૬૩-૬૪ | રૂા | ૫૮૫ | ( " ) |
| ૧૯૬૪-૬૫ | રૂા | ૫૬૧ | ( " ) |
| ૧૯૬૫-૬૬ | રૂા | ૫૨૬ | ( " ) |
| ૧૯૬૬-૬૭ | રૂા | ૪૩૩ | ( " ) |
| ૧૯૬૭-૬૮ | રૂા | ૩૪૦ | ( " ) |
| ૧૯૬૮-૬૯ | રૂા | ૨૦૯ | ( " ) |

## અસ્કયામતો અને જવાબદારીઓ

સયુક્ત મુબઈ રાજ્યની અસ્કયામતોને બન્ને રાજ્યો વચ્ચે વસતિના ધોરણે વહેચવામા આવશે એવી પણ ખરડામા જોગવાઈ છે હાલના મુબઈ રાજ્યનુ જાહેર દેવુ બન્ને રાજ્યે ભોગવવાનું રહેશે પણ તેનુ પ્રમાણ જે તે રાજ્યોમાં થયેલા મૂડી કાર્યો અને ખર્ચને હિસાબે રહેશે

પહેલા બે વર્ષ માટે ગુજરાતની ખાધ મુબઈના કેન્દ્રીય વેરા, જેવા કે આવક-વેરો, એકસાઇઝ એસ્ટેટ ડયુટી રેલ્વે-પેસેન્જરોના દરો પરનો વેરો અને ખાંડ, તમાકુ અને ટેકસટાઇલ્સ પરના વેરામાંથી જે હિસ્સો મળે તેની સામે તડજોડ કરવામા આવશે

બન્ને રાજ્યોની અસ્કયામતો અને જવાબદારીઓ અંગેની તડજોડની વ્યવસ્થાને પરિણામે ગુજરાતને ભાગે જે રકમ આવે તેમાથી ગુજરાતમા ખાસ મહેસૂલ અનામત ભડોળ સ્થાપવામા આવશે,

એવી ખરડામાં જોગવાઈ થઈ છે. આ ભંડોળમાંથી ગુજરાતનું રાજ્ય પોતાની વાર્ષિક ખાધને પહોંચી વળવા માટે ઉપર જણાવેલી વર્ષવાર આકારણીની રકમ મેળવી શકશે. આ ખરડામાં ૯૧ કલમો અને ૧૨ પરિશિષ્ટો છે, અને તેનાં ૩૯ પાનાં છે.

## ખરડાની અન્ય જોગવાઈઓ નીચે પ્રમાણે છે.

### સભાગૃહોની વ્યવસ્થા

નવા મુંબઈ રાજ્યમાં બે સભાગૃહો રહેશે. જ્યારે ગુજરાતમાં ઉપલું ગૃહ નહીં હોય. નવા મુંબઈ રાજ્યની વિધાન સભામાં ૨૬૪ સભ્યો અને ગુજરાતની વિધાન સભામાં ૧૩૨ સભ્યો રહેશે. મુંબઈ રાજ્યની વિધાન પરિષદમાં ગુજરાતમાંથી ચૂંટાયેલા સભ્યો હશે તેથી તે ગૃહના સભ્યો રહેશે નહીં.

પુનર્રચના બાદ હાલની મુંબઈ વિધાન સભાના સ્પીકર અને નાયબ સ્પીકર નવા મુંબઈ રાજ્યની વિધાન સભાના તે જ હોદ્દાઓ ધારણ કરશે.

હાલના મુંબઈ રાજ્યની વિધાન પરિષદના અધ્યક્ષ ગુજરાતમાંથી આવે છે, તેથી ખરડામાં નવા અધ્યક્ષની ચૂંટણી કરવાની જોગવાઈ છે. જ્યારે નાયબ અધ્યક્ષ એ હોદ્દા ઉપર ચાલુ રહેશે.

નવા ગુજરાત રાજ્યની વિધાન સભાના સ્પીકર અને નાયબ સ્પીકરની ચૂંટણી થતાં સુધી, એ હોદ્દાઓ અંગેના ફરજો ગવર્નર જે વ્યક્તિઓ નિયુક્ત કરશે તે સંભાળશે.

### વડી અદાલત

ગુજરાત માટે અલગ વડી અદાલત રહેશે. અને તેનું મુખ્ય ન્યાયાધીશ ... રાષ્ટ્રપતિ જાહેર કરશે. ગુજરાતના ગવર્નરની મંજુરીથી મુખ્ય

ન્યાયાધીશ નક્કી કરે તે પ્રમાણે ન્યાયાધીશો અને વિભાગીય અદાલતો મુખ્ય મથક સિવાયના સ્થળ અગર સ્થળોએ પણ મળશે રાષ્ટ્રપતિ વર્તમાન મુંબઈ રાજ્યની વડી અદાલતના ન્યાયાધીશોમાંથી ગુજરાત રાજ્યની વડી અદાલતના ન્યાયાધીશોની નિમણૂંક કરશે

## લોકસભાની બેઠકો

લોકસભામાં નવા મુંબઈ રાજ્યની ૪૪ અને ગુજરાતની ૨૨ જગ્યાઓની ફાળવણી ખરડામાં કરવામાં આવી છે

રાજ્યસભાની બેઠકોની ફાળવણી મુંબઈને ૧૮ અને ગુજરાતને ૧૧ની કરવામાં આવી છે.

નવા ગુજરાત રાજ્યમાં વર્તમાન મુંબઈ રાજ્યના ડાંગ સહિત ૧૭ જિલ્લાઓ તથા થાણા જિલ્લાના ઉમરગાવ તાલુકાના ૫૦ ગામો અને પશ્ચિમ ખાનદેશ જિલ્લાના નવાપુર તાલુકાના ૩૮ ગામો, નંદરબાર તાલુકાના ૩૮ ગામો, અક્કલકુવા તાલુકાના ૩૭ ગામો અને તળોદ તાલુકાના ૪૩ ગામોનો સમાવેશ થશે

બાકીના વિસ્તારોનું નવું મુંબઈ રાજ્ય બનશે આ ખરડાની ચર્ચા-વિચારણા મુંબઈ વિધાનસભામાં ૧૪મી માર્ચે અને વિધાન પરિષદમાં ૧૫મી માર્ચે શરૂ થશે

## વિભાજન અંગેનો મુંબઈ પુનર્રચના ખરડો

મુખ્ય પ્રધાન શ્રી યશવંતરાવ ચવ્હાણે મુંબઈ વિધાન સભામાં ૧૪મી માર્ચે વર્તમાન મુંબઈ રાજ્યના વિભાજન અંગેનો મુંબઈ પુનર્રચના ખરડો ૧૯૬૦ રજુ કરતા એવી સ્પષ્ટ કર્યું હતું તેમણે વધુમાં આ ખરડા પરની ચર્ચા રચનાત્મક તડજોડની ભાવનાથી હાથ ધરવા સભ્યોને અપીલ કરી હતી

મુખ્ય પ્રધાને ખરડાની રજુઆત કરતાં પ્રારંભમાં જણાવ્યું કે, 'આપણા રાજ્ય માટે આ એક ઐતિહાસિક અને યુગપ્રવર્તક જેવો

પ્રસંગ છે આજે હુ આનંદ અને ખેદની મિશ્ર લાગણીથી ભરી રહ્યો છુ મહારાષ્ટ્ર અને ગુજરાતના બે નવા રાજ્યો અસ્તિત્વમા આવી રહ્યા છે તેનો આનંદ છે, પણ છૂટા પડવાનો દરેક પ્રસંગ દુખદ છે એમ આજે ખેદ પણ થાય છે'

શ્રી ચવ્હાણે સૂચિત વિભાજનની પૂર્વ ભૂમિકાનો ટૂકમા ઉલ્લેખ કર્યો હતો તેમણે ઝઘડા અંગે સામાન્ય નિર્ણય કરતા જણાવ્યુ હતુ કે, 'ઝઘડાને સમગ્રપણે અને આ પ્રશ્નના ભૂતકાળના ઇતિહાસની દ્રષ્ટિએ તથા જે વિવાદ અને ગુચવણોમાથી એ પસાર થયો છે તે રીતે જોવો જોઈએ આ રીતે જોતા, મને ખાતરી છે કે રાષ્ટ્રીય સમસ્યાના કાયમી ઉકેલ માટે આ આવશ્યક પગલુ છે.'

તેમણે કહ્યુ કે, 'આ ખરડાના બે એકમો વચ્ચે નાણાની વહેં-ચણીની જોગવાઈ કરવામા આવી છે વર્તમાન મુંબઈ રાજ્યના કુલ ૧,૯૨,૨૦૦ સમચોરસ માઈલના વિસ્તારમાથી મહારાષ્ટ્ર રાજ્યનો વિસ્તાર આશરે ૧૧૯૨૦૦ સમચોરસ માઈલનો હશે જ્યારે ગુજ-રાતનો ૭૩૦૦૦ સમચોરસ માઈલ જેટલો હશે એ રીતે મુંબઈની કુલ વસતિ જે ૪૮૨,૫૫,૨૨૧ જેટલી છે તેમાથી તે અનુક્રમે ૩,૧૯,૭૦,૬૭૩ ને ૧,૬૨,૮૪,૫૬૧ જેટલી એટલે કે ૨ : ૧ ના પ્રમાણ જેટલી થશે'

શ્રી ચવ્હાણે મુંબઈ શહેરના લોકોને ખાતરી આપી હતી કે, 'મહારાષ્ટ્રની ભાવિ સરકાર શહેરનુ પચરંગીપણુ જાળવી રાખશે અને તેના વિકાસની જરૂરિયાતો ઉપર ખાસ ધ્યાન આપશે'

એ જ રીતે તેમણે વિદર્ભ અને મરાઠવાડાના તથા કોંકણના જિલ્લાઓના લોકોને ખાતરી આપી હતી

એમણે પોતાના પ્રવચનમા જણાવ્યુ હતુ કે, 'ડાંગ જિલ્લા અને થાણા અને પશ્ચિમ ખાનદેશના કેટલાક ગામો સબંધમા જે નિર્ણય લેવાયા છે એને સામાન્ય રીતે આવકાર નહી મળે હુ

છતાં એ માટેના પૂરતાં કારણો છે. નોકસમોર્ડની ભાષાના મુદ્દા ઉપર મેજર ગેરોની ચૂંટણીઓના પરિણામો પરથી એ વાત સ્પષ્ટ બની છે, કે ડાંગની જનતા ગુજરાતને પસંદ કરે છે.

એ જ રીતે ઉમરગાવ તાલુકાનાં કેટલાક ગામોનો ગુજરાતમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તેનું એક કારણ, ત્યાંની જનતાએ એમની ગ્રામપંચાયતોમાં ઠરાવો પસાર કરીને ગુજરાતમાં જોડાવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી છે અને બીજું કારણ એ છે કે ત્યાંની મોટા ભાગની વસ્તિ ગુજરાતીભાષી છે.

પશ્ચિમ ખાનદેશમાંના વિસ્તારોને આપવાના થાય છે નહી, પણ ઉકાઈ યોજનાના અમલને અને તેના વહીવટને સરળ બનાવવા માટે ગુજરાતમાં સમાવવામાં આવ્યા છે. કેટલાક ગામો ઉકાઈ યોજનાના જળાશયમાં ડૂબી જશે. ત્રણેક માઈલની પટ્ટી પર પથરાયેલો આ વિસ્તાર ગુજરાતના વહીવટ હેઠળ મૂકવામાં આવ્યો છે.

એમણે ઉમેર્યું કે 'મને ફરી એક વાર કહેવા દો કે ગુજરાતમાં મૂકાતા વિસ્તાર સબંધમાં લેવાયેલાં પગલાં, વિભાજનના પ્રશ્નનો કાયમી અને સ્વીકાર્ય ઉકેલ શોધી કાઢવા માટે બાંધછોડ કરવાના રૂપના છે.

ત્યાર બાદ મુખ્ય પ્રધાને ખરડાના મુખ્ય અંગનો ટૂંકમાં ઉલ્લેખ કર્યો હતો.

સૌથી પ્રથમ તેમણે ખરડાના ઘડતરની પાયાની ભૂમિકાનો ઉલ્લેખ કર્યો હતો અને જણાવ્યું હતું કે, તેમાં જણાવ્યા કે ચાલુ મુંબઈ રાજ્યમાંથી કેટલાક વિસ્તારો કાઢી લઈને નવું રાજ્ય ગુજરાતનું રાજ્ય રચવામાં આવ્યું છે. જ્યારે બાકી રહેતું રાજ્ય ચાલુ જ રહે છે. આમ ખરડો નવા ગુજરાત રાજ્યની રચના કરે છે જ્યારે મુંબઈનું નવું રાજ્ય નથી રચતો.

ખરડાની વિભાગવાર સમજ આપતા ચવ્હાણે કહ્યું .

'ભાગ-૧મા 'નિયુક્ત દિવસ'–૧ લી મે, ૧૯૬૦ જ્યારે નવું ગુજરાત રાજ્ય સ્થાપાશે તે તથા અગ્યામતો અને જવાબદારીઓની વહેંચણી અંગેની જોગવાઈ છે

ભાગ-૨ જે પરિશિષ્ટ-૧ સાથે વાચતા બન્ને રાજ્યોના વિસ્તારોની પુનર્રચનાની વિગતો રજુ કરે છે

ભાગ-૩ વિધાનમંડળના પ્રતિનિધિત્વ સબંધેનો છે એમાં વિધાનસભા અને પરિષદ બાબતની સ્પષ્ટતા પણ છે. ગુજરાતમા વિધાનસભા જ રહેશે પરિષદ નહી હોય.

ખરડાના ભાગ-૪મા ગુજરાત માટેની નવી વડી અદાલત અંગેની જોગવાઈ છે જ્યારે ભાગ-૫મા નવા રાજ્યના ખર્ચની અધિકૃતિ અંગેનો છે

ખરડાની કલમ-૪૭મા વિભાજનથી નિષ્પન થતી નાણાકિય વ્યવસ્થાની જોગવાઈ છે. ભટ્ટાચાર્ય સમિતિએ આંતરરાજ્ય વહેંચણી અંગે કરેલી ભલામણો ઉપર આ જોગવાઈઓ કરવામા આવી છે'

શ્રી. ચવ્હાણે કોર્પોરેટ સંસ્થાઓ અંગેની ખરડાની જોગવાઈઓની પણ સમજ આપી હતી તેમણે કહ્યુ હતુ કે, 'ખરડાના ભાગ-૮મા નોકરીયાતોની ફાળવણી અને પ્રાસંગિક બાબતોની જોગવાઈઓનો સમાવેશ કરવામા આવ્યો છે'

તેમણે કહ્યુ કે, ' કલમ ૮૧ થી હવે પશ્ચિમ ઝોન કાઉન્સીલમા મુંબઈ અને ગુજરાતનો સમાવેશ થશે, .જ્યારે મૈસુરનો દક્ષિણ-ઝોનમાં થશે'

મુખ્ય પ્રધાને, અંતમા નોકરીયાતોએ દ્વિભાષી રાજ્યનુ વહીવટી તંત્ર ચલાવવામા તથા ઊંચી પ્રણાલી જાળવવામા જે વફાદારી અને દક્ષતા દાખવી હતી, તેનો ઉલ્લેખ કર્યો હતો

યશવંતરાવ આગળ ચાલતાં બોલ્યા કે, 'રાજ્યપાલે ૨૭ માર્ચના રોજ વિધાનમંડળને કરેલા ઉદ્બોધનનો ઉલ્લેખ કર્યો હતો અને તેમણે કહ્યું હતું કે, ભાઈઓ તરીકે વિખૂટા પડવાનો અને પડોશીઓ તરીકે રહેવાનું ચાલુ રહેશે.' એમ જે કહ્યું હતું તે સાચું જ કહ્યું હતું બન્ને રાજ્યો માટે ઝોનલ કાઉન્સીલની ખરડામાં જોગવાઈ છે. અને આપણા બન્ને રાજ્યોના વિકાસ અને સમૃદ્ધિ માટે તેમા થનારી ચર્ચાઓમાં ફળદાયી અને રચનાત્મક સહકાર દાખવવામાં આવશે તેવી આપણે આશા રાખીએ છીએ.

પોતાનું પ્રવચન પૂરું કરતા પહેલા મુખ્ય પ્રધાને પ્રધાનમંડળના પોતાના સાથીઓએ તથા વિધાનમંડળના સભ્યોએ આપેલા સહકાર માટે તેમને અંજલી આપી હતી.

## ગુજરાતી પ્રધાનો ગુજરાતમાં ગયા

ગુજરાતના મુખ્ય પ્રધાન તરીકે શ્રી જીવરાજ મહેતાની વરણી થઈ. મહારાષ્ટ્ર રાજ્યનું પ્રધાનમંડળ ફરીથી નીચે પ્રમાણે રચવામાં આવ્યું.

(૧) શ્રી યશવંતરાવ ચવ્હાણ (મુખ્ય પ્રધાન)
(૨) શ્રી દ ઞા ઉર્ફે બાળાસાહેબ પળસપગાર (નગર વિકાસ ખાતું)
(૩) શ્રી શાંતિલાલ શાહ (કાયદા, ન્યાય અને કામદાર ખાતું)
(૪) શ્રી હોમી જ હો તલિયારખાન (આરોગ્ય ખાતું)
(૫) શ્રી પ કૃ ઉર્ફે બાળાસાહેબ સાવંત (ખેતીવાડી ખાતું)
(૬) શ્રી સય્યદ ધિયાસુદ્દિન કાઝી (અનાજ ખાતું)
(૭) શ્રી. ત્ર્યંબક શિવરામ ભારડે (સહકાર ખાતું)
(૮) શ્રી. ભગવંતરાવ ગાઢે (ગ્રામવિકાસ અને જંગલ ખાતું)
(૯) શ્રી મારોતરાવ કન્નમવાર (બાંધકામ અને વાહનવ્યવહાર ખાતું)
(૧૦) શ્રી શેષરાવ કૃ વાનખેડે (નાણા ખાતું)

(૧૧) શ્રી દો શ્રી ઉર્ફે બાળાસાહેબ દેસાઈ (શિક્ષણ ખાતુ)
(૧૨) શ્રી વસંતરાવ નાઈક (મહેસૂલ ખાતુ)
(૧૩) ડૉ નિળકંઠ રા નરવણે (દારૂબંધી અને સમાજકલ્યાણ ખાતુ)
(૧૪) શ્રી શંકરરાવ ચવ્હાણ (નહેર અને વિદ્યુત ખાતુ)

આ નવા પ્રધાનમંડળની રચના કરતી વખતે બે બાબતો તરફ શ્રી યશવંતરાવ ચવ્હાણે ખાસ ધ્યાન આપ્યુ હોય, એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે

પહેલી બાબત એ, છે કે પોતે પાર્લામેન્ટરી સેક્રેટરીનો હોદ્દો ભોગવ્યા પછી પ્રધાન બન્યા હતા એ વાત લક્ષમા રાખીને વિશાળ દ્વિભાષી રાજ્યના પાર્લામેન્ટરી સેક્રેટરી જે શ્રી તહ્યરખાન હતા તેમને નવા પ્રધાનમંડળમાં લેવામા આવ્યા

બીજી બાબત વધુ ધ્યાન ખેચી રહે છે તે એ છે, કે સમિતિની ચળવળ વખતે રાજીનામાં આપનારાઓમાના ડૉ નરવણેને ફરીથી પ્રધાનમંડળમાં લેવામાં આવ્યા.

આ રીતે નવુ પ્રધાનમંડળ રચીને શ્રી ચવ્હાણે નવા રચાયેલા મહારાષ્ટ્ર રાજ્યની આબાદી માટે આગેકૂચ આરંભી દીધી